ફેબ્રુ./૯૩

# પાટીદાર સૌરભ

## નારાણ રામજીની પ્રતિમા સામે સતપંથ સમાજનો વિરોધ !

સમાજના ચતુર્થ અધિવેશનની તડામાર તૈયારી



૧૯૪૭ ના દિલ્હીના હુલ્લડોની યાદ તાજી કરતા કરસન કાલરીયા

રતનશી પટેલ 'વડોદરા થી વીરપુર'ની સફર કરાવે છે !

ફેબ્રુ./૯૩

# પાટીદાર સૌરભ

## નારાણ રામજીની પ્રતિમા સામે સતપંથ સમાજનો વિરોધ !

સમાજના ચતુર્થ અધિવેશનની તડામાર તૈયારી



રતનશી પટેલ 'વડોદરા થી વીરપુર'ની સફર કરાવે છે !

૧૯૪૭ ના દિલ્હીના હુલ્લડોની યાદ તાજી કરતા કરસન કાલરીયા

પાટીદાર સૌરભ - ફેબ્રુઆરી ૧૯૯૩

## પાટીદાર વિદ્યાર્થી ભવનના સંકુલમાં

# જ્ઞાતીના આદ્ય સુધારક શ્રી નારાણ રામજી લીંબાણીની પ્રતિમાં મુકવા સામે સતપંથ સમાજનો વિરોધ

નખત્રાણા :-

શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના આદ્ય સુધારક શ્રી નારાણ રામજી લીંબાણીની પ્રતિમાને નખત્રાણા પાટીદાર વિદ્યાર્થી ભવનના સંકુલમાં રાખવાના સમાજના નિર્ણય સામે શ્રી કચ્છ કડવા પાટીદાર સતપંથ સેવા સમિતિએ વિરોધ વ્યકત કરતાં સમગ્ર પાટીદાર સમાજમાં તેના ઘેરા પ્રત્યાઘાત પડયા છે.

સતપંથ સેવા સમિતિના મંત્રીશ્રી અરજણ સામજી પટેલે સમાજના પ્રમુખશ્રીને લખેલા એક પત્રમાં શ્રી નારાણ રામજી લીંબાણીની પ્રતિમા બેસાડવા સામે વિરોધ દર્શાવતાં જણાવ્યું છે કે નખત્રાણા વિદ્યાર્થી ભવનમાં જ્ઞાતીના અનેક આગેવાનોએ ફાળો આપેલ છે. અને સેવા કાર્ય કરેલ છે. પરંતુ નારાણ રામજી વિરાણીવાળા આ પ્રવૃતિ સાથે કોઇ રીતે સંકળાયેલ નથી તેથી તેમની પ્રતિમાને વિદ્યાર્થી ભવનના સંકુલમાં રાખવાનું કોઇ કારણ નથી.

નખત્રાણા વિદ્યાર્થીભવન જે શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજનું છે તે પ્રમાણે સતપંથ સમાજનો તેમાં ફાળો છે તેથી નારાણ રામજીની પ્રતિમા આ મકાનના સંકુલમાં રાખવા સામે અમારો સખ્ત વિરોધ છે. તેવું આ પત્રમાં જણાવવામાં આવ્યું છે.

સતપંથ સમાજે પાઠવેલા આ પત્રને કારણે સમગ્ર કચ્છ કડવા પાટીદાર સમાજમાં આ પત્રની જોરદાર ચર્ચા જાગી છે અને સતપંથ સમાજના આવા વલણ સામે રોષ ફાટી નીકળ્યો છે. સમાજનું મહાઅધિવેશન આગામી એપ્રિલમાં મળી રહ્યું છે ત્યારે સતપંથ સમાજના આ પત્રે ભારે વિવાદ સર્જ્યો છે.

આશ્ચર્યની વાત તો એ છે કે પાટીદાર વિદ્યાર્થીભવનના સંકુલમાં શ્રી નારાણ રામજી લીંબાણીની પ્રતિમા મુકવા અગાઉ સમાજની સામાન્ય સભામાં સર્વાનુમતે નિર્ણય લેવાયો છે. તેમ છતાં કેટલાક લોકો નાહકનો આ વિવાદ ઉભો કરી સમાજના સંગઠનને નબળું પાડી રહયા હોવાની લાગણી સમાજનો મોટા ભાગનો વર્ગ અનુભવી રહયો છે.

(સતપંથ સમાજના આ વિરોધ અંગે પોતાના પ્રતિભાવો લખી મોકલવા વાચકોને આમંત્રણ છે.)

# પાટીદાર સૌરભ

માસ : ફેબ્રુઆરી-૧૯૯૩ અંક : ૧૨
સળંગ અંક : ૧૨ વર્ષ : ૧

– તંત્રી –
સી. કે. પટેલ

– સંપાદક –
નીતા પટેલ

– વિશેષ પ્રતિનિધિ –
હરીલાલ પટેલ

– છાયા ચિત્રકાર –
મણીલાલ ધનાણી
અનિલ સોની

– કલા નિર્દેશક –
નારાણ વાલાણી

– કાર્યાલય સહાયક –
હરેશ સાધુ

– મુદ્રક અને પ્રકાશક –
નીતા પટેલ
પાટીદાર પ્રકાશન, નખત્રાણા-કચ્છ.

– મુદ્રણ સ્થળ –
દર્શના પ્રિન્ટરી
આઝાદ ચોક, માંડવી-કચ્છ. ફોન ૪૮૪

– કાર્યાલય –
"પાટીદાર સૌરભ"
C/o ઓધવરામ ભવન,
નખત્રાણા (કચ્છ) ૩૭૦ ૬૧૫

– લવાજમ –
દ્વિવાર્ષિક : રૂ. ૧૦૦


मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव ॥

હે અર્જુન ! જે મારો ભક્ત સંસારમાં આસક્તિરહીત મારા માટે કર્મો કરનારો મારા પરાયણ તથા સઘળાં પ્રાણીઓમાં વેરભાવથી રહિત છે તે પુરુષ મને જ પામે છે.

(શ્રી ભગવદ્‌ગીતા અ. ૧૧, શ્લોક. ૫૫)

## સ્વાધ્યાય

માણસ ઉંમર, વિચાર અને ક્રિયામાં રોજને રોજ આગળ વધે છે. એ એનો સ્વભાવ છે. પણ આગળ વધીને એ ક્યાં જાય છે ? જે તરફ મોઢું હોય તે તરફ !

ચોરનું મોઢું ચોરી તરફ હોય તો તે ચોરીમાં આગળ વધે છે. કોઇ સદાચારી પુરુષનું મોઢું સદાચાર તરફ વળેલું હોય તો દિવસે દિવસે તે સદાચારના મારગે આગળ વધે છે, કોઇ સેવક સેવાકાર્ય તરફ વળ્યો તો ઉત્તરોત્તર તે સેવા પંથે આગળ વધતો જાય છે. સદ્‌માર્ગે મોઢું કર્યા પછી ચોર, લુંટારા પણ સજ્જન સંત બન્યા છે. એવું ઇતિહાસમાં જાણવા મળે છે. અને સજ્જનો દુર્જન બન્યા છે. તે પણ ક્યાં અજાણ છે ?

— પંડિત રવિશંકર મહારાજ

# પ્રેરણા

## બુઠ્ઠી સંવેદનશીલતા

ભગવાન,

આજે હું એક ભોજન-સમારંભમાં ગયો
હતો. ત્યાં થાળીમાં સજાવાયેલા ખાદ્યપદાર્થો
જોઈને હું આભો બની ગયો.
ગણી ન શકાય તેટલી બધી વાનગીઓ હતી.
રસભરી ને સ્વાદિષ્ટ હતી
આગ્રહ કરી કરીને પિરસાતું હતું
સોગંદ દઈને મોઢામાં મુકાતું હતું.
બધા આનંદથી જમતાં હતાં.
હું પણ જમ્યો
હાંસીહાંસીને જમ્યો.
ભૂખ હતી તેથી ઘણું વધારે જમ્યો
તબિયત બગડે એટલું જમ્યો
થાળીમાં ઘણું પડતું મૂક્યું.
જમવાના એ આનંદમાં,
ભોજન તો શરીર ટકાવવાં અર્થે છે

એ વીસરી ગયો.

વીસરી ગયો પેલા વૃધ્ધને
જેને સવારે ઉકરડામાંથી કાગળિયાં વીણતો
જોયો હતો

વીસરી ગયો સવારે વાંચેલા સમાચાર, કે
ભૂખનું દુઃખ ન સહેવાતાં એક સ્ત્રીએ ચાર
બાળકો સાથે કૂવે ઝંપલાવ્યું હતું. વીસરી
ગયો એ હજારો લાખો લોકોને જેઓ ભૂખથી
તરફડે છે.

શરીરને પંગુ કરી નાખતી ખેસરી દાળ
ખાય છે.

પણ અત્યારે હવે મારો અંતરાત્મા મને
ડંખે છે.

તમારી ભક્તિ કરતાં મેં કહ્યું હતું
હું એવું કોઈ કામ નહીં કરું જેથી તમે
નારાજ થાઓ

પણ ચોક્કસ, મારા આ કૃત્યથી તમે રાજી નહીં
જ થયા હો.

હવેથી, ગરમાગરમ સુગંધી વાનગીઓથી
ભરચક થાળ અને
રંગીન પીણાંનાં ખણખણાટ વચ્ચે હોઈશ,
ત્યારે મને હમેંશા યાદ રહેશે મારા ભૂખ્યાં
વલવલતાં બાંધવો,

હું જરૂર પૂરતું જ ખાઈશ
દુનિયાના લાખો-કરોડો ભૂખ્યા જનોને હું
અન્ન તો પૂરું પાડી ન શકું.

પણ હું તેમના માટે હૃદયપૂર્વક પ્રાર્થના
કરીશ ક્યારેક ક્યારેક મારું જમવાનું જતું
કરી તેમનામાંના કોઈને જમાડીશ.

લાગણીને નામે, સામાજીક વ્યવહારને નામે
બીજાઓને આગ્રહ કરી કરીને ખવડાવવાની
કસમયે ખવડાવવાની
વેળા-કવેળાએ ચા પિવડાવવાની
'થોડુંક વધારે લો ને'નું પ્રેમભર્યું દબાણ
કરવાની
અમારી નુકશાનકારક મુર્ખ પ્રથાને તિલાંજલી
આપીશ.

મારી આ સંવેદનશીલતા ક્યારેય બુઠ્ઠી ન
થઈ જાય.
એવી મારા પર કૃપા કરજો, ભગવાન !

('પરમ સમીપે'માંથી)

## તંત્રી સ્થાનેથી

# સમાજના કેન્દ્રીય કાર્યાલયને ધબકતુ કરો.

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ જે હવે અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના નામે ઓળખાય છે તેનું કેન્દ્રીય કાર્યાલય જે અત્યારે નખત્રાણામાં પાટીદાર વિદ્યાર્થી ભવનમાં કાર્યરત છે તેને સમાજના ભાઇઓની અનુકુળતા અને સુવિધા માટે મેઇન બજારમાં લઈ આવવાની અને ધબકતુ કરવાની તાતી જરૂર છે.

હાલે આ કાર્યાલય બસ સ્ટેશન અને બજારથી દુર હોવાને કારણે સમાજના આમ લોકો ભાગ્યે જ આ કાર્યાલયની મુલાકાતે આવે છે. ઘણી વખત સમાજના ભાઇઓને કાર્યાલયની મુલાકાત લેવાની ઇચ્છા હોય તો પણ દૂર હોવાને કારણે જ ત્યાં જવાનું ટાળતા જોવા મળે છે. પરિણામે આ કાર્યાલયનું મહત્વ પણ ધીમે ધીમે ઘટતું જાય તે સ્વભાવિક છે.

આપણા સમાજની તમામ પ્રવૃત્તિઓના કેન્દ્ર સમા આ કાર્યાલયના અસ્તિત્વ અંગે સમાજના ઘણા લોકોને ખ્યાલ જ નથી ! ઘણા ભાઈઓ સમાજના આજીવન સભ્ય થવાની ઈચ્છા ધરાવતા હોય પણ કાર્યાલય અંગે પુરતી જાણકારીના અભાવે પછી આળસી પડતા હોય છે. વળી જે લોકોને જાણ છે કે કાર્યાલય વિદ્યાર્થી ભવનમાં આવેલું છે. તેઓ પણ આટલે દૂર કાર્યાલય સુધી ગયા પછી તે ખુલ્લું હશે કે કેમ તેવી દ્વિધાને લીધે જવાનું જ માંડી વાળતા હોય છે.

સમાજની મિલ્કતો અને તેનો વહિવટ દિનપ્રતિદિન વધતો જાય છે ત્યારે તેના વ્યવસ્થિત સંચાલન અને વહિવટી સરળતા માટે પણ કાર્યાલયને સંપુર્ણ સજજ કરવાની અને નખત્રાણામાં મોકાની જગ્યાએ ફેરવવાની ખાસ જરૂરત છે તેનો ભાગ્યે જ કોઇ ઇન્કાર કરી શકે તેમ છે.

સમાજની જયાં મોટી વસ્તી આવેલ છે તે નખત્રાણા-લખપત તાલુકાના બહાર વસતા ભાઇઓ વાર-તહેવારે કચ્છમાં આવતા હોય છે ત્યારે જતાં-આવતાં નખત્રાણાની અવશ્ય મુલાકાત લેતા હોય છે. નખત્રાણામાં બસસ્ટેશન વિસ્તારમાં જ જો સમાજનું કાર્યાલય શરૂ

કરવામાં આવે જ્ઞાતીના હજ્જારો લોકો માટે આશિર્વાદરૂપ થઇ શકાય તેમ છે.

પરિશ્રમ અને પ્રારબ્ધને બળે બહાર વસતા આપણા ભાઈઓ આર્થિક રીતે હવે સદ્ધર થઇ રહયા છે. સમાજની પ્રવૃત્તિઓ માટે ઉદાર હાથે દાન આપવામાં તેમણે કયારેય આના કાની કરી નથી. આ સંજોગોમાં નખત્રાણાના બસ સ્ટેશન વિસ્તારમાં જ સમાજનું પુર્ણ સમયનું કાર્યાલય ખોલવામાં આવે તો કાર્યાલયની મુલાકાતે આવતા બહારના ભાઈઓની સંખ્યા વધવાની સાથે સમાજને મળતા દાનના પ્રવાહમાં પણ વધારો થઇ શકે તેમ છે.

સમાજના લોકો કેન્દ્રીય કાર્યાલયની મુલાકાત લઇ સમાજમાં અત્યારે શું શું પ્રવૃત્તિઓ ચાલી રહી છે તે અંગે પણ પુરતી જાણકારી મળી રહે તે માટે કાર્યાલયને એક માહિતી કેન્દ્રમાં ફેરવવાની પણ જરૂરત છે. ભારતભરમાં પથરાયેલા પાટીદારોની સંપૂર્ણ માહિતી કાર્યાલયમાંથી જ મળી રહે તેવી સુવિધા ઉભી કરવાની જરૂરત છે.

બહાર વસતા જ્ઞાતીના ભાઇઓ સાથે સમાજે જીવંત સંપર્ક રાખવો હવે ખુબ જરૂરી બની ગયું છે. કારણ સમાજનો મોટો સમુદાય અત્યારે કચ્છ બહાર વસી રહયો છે, તે સંજોગોમાં સમાજની ગતિવિધીઓથી જો તેમને નિયમીત માહિતગાર કરવામાં નહીં આવે તો આગળ જતાં સંગઠન ઉપર પણ અસર થઇ શકે તેમ છે.

કચ્છના ગામડાંઓ અને કચ્છ બહાર ભારતભરમાં આપણા ભાઇઓ જયાં પણ રહે છે ત્યાં દરેક સ્થળોએ સ્થાનિક સમાજનું નેટવર્ક ખુબ વ્યવસ્થિત રીતે પથરાયેલું છે. આ દરેક સમાજોને કેન્દ્રીય સમાજની ગતિવિધીઓથી નિયમીત માહિતગાર રાખવું ખુબ જરૂરી છે. આ કામ એટલું મુશ્કેલ પણ નથી. આ માટે જરૂર જણાય તો સમાજે કાર્યાલયના સ્ટાફ અને સાધનો માટે બજેટ પણ વધારી આપવું જોઇએ.

ફક્ત ફંડ-ફાળા વખતે જ મોટી સમાજ અમોને યાદ કરે છે તેવી બહારના ભાઈઓની લાગણીમાં થોડું વજૂદ પણ છે. એટલે બહાર વસતા ભાઈઓનો સમાજ સાથેનો સંવાદ વધુ સરળ અને ગાઢ બને તેવા પગલાં વહેલી તકે લેવાવાં જોઇએ.

# વ્યકિતપૂજાથી બચીએ

✺ સ્વામિ સચ્ચિદાનંદ ✺

પ્રત્યેક ધર્મે પોતાના ક્ષેત્રમાં વ્યકિતપૂજાનો રોગ ફાટી ના નીકળે તેની સાવધાની રાખવાની જ હોય છે. આ રોગ કોલેરા અને કેન્સરથી ખરાબ છે. જે લોકો સેંકડો વર્ષ સુધી પોતાના ધર્મને ચાલુ રાખી શકયા છે, તેમાં સૌથી વધુ મહત્વનું કારણ પ્રજાને વ્યકિતપૂજાથી બચાવવાનું છે. વ્યકિતપૂજા એક સંક્રામકરોગ છે. જો મને મારી પૂજા કરાવવાનું મન થશે તો મારા શિષ્યોને પણ તેવું મન થશે જ. મારા શિષ્યોમાં જે કોઇ શકિતશાળી થશે તે પોતાનો વાડો જુદો કરવાનો, કારણ કે તે વિના તેની પૂજા થવી શકય નથી. પણ તે પછી તેના શિષ્યો અને પ્રશિષ્યો પણ આ જ રીતે વ્યકિતપૂજા કરાવવા પોત-પોતાનાં ટોળાં જુદાં કરવાનાં.

આ વિભાજક રોગને રોકવાનો એક જ ઉપાય છે અને તે છે સમર્થ માં સમર્થ વ્યકિત પણ પરમેશ્વરને સમર્પિત થઇને રહે. દેવમંદિરો અને ધર્મસ્થાનોમાં પરમેશ્વરનો જ સર્વોપરી મહિમા હોય અને ગવાય. વ્યકિતઓ ખાસ કરીને જીવિત વ્યકિતઓનાં ગુણગાન ના થાય. સમર્થમાં સમર્થ જીવિત-વ્યકિતઓ પણ દાખલો બેસાડવા માટે દેવમંદિરોમાં સામાન્ય માણસની જેમ વર્તે. તેમની મહત્તા બતાવનારા ચાંપલાઓ અને ચમચાઓને રોકે તથા "હું પણ એક સામાન્ય માણસ છુ" તેવું પ્રજા આગળ વારંવાર જાહેર કરે.

શીખોના ગુરુદ્વારામાં જનારો પ્રત્યેક માણસ સામાન્ય માણસ બનીને જાય છે, તથા માથું નમાવે છે. પોતે પરમેશ્વર આગળ અત્યંત સામાન્ય છે, તેવું અનુભવવા તે જોડાં આગળ પલાંઠી વાળીને બેસી જાય છે અને પછી સૌના જોડાં પોતાના રૂમાલથી સાફ કરે છે. આ પધ્ધતિના કારણે ગુરુદ્વારામાં દર્શનાર્થીઓના કલાસ નથી પડતા. સૌ કોઇ આવે, સૌ કોઇ માથું નમાવે, યાદ રહે, શીખ, દર્શન કરવા નથી જતો. માથું નમાવવા જાય છે. નિરાકાર પરમાત્મા દેખાતો નથી એટલી પવિત્ર વાણીને (ગ્રંથને) તે માથું નમાવે છે. માથું નમાવવું એ અહંકાર નિવૃત્તિ માટેનું પ્રથમ સોપાન છે. ગમે તેટલી ઊંચી કક્ષાનો શીખ પણ માથું નમાવે છે, જેને તેઓ "મથ્થા ટેકના" કહે છે. આવી જ રીતે એક ખ્રિસ્તી, દેવળમાં પ્રાર્થના કરવા જાય છે. જે પાટલી ઉપર જગ્યા મળે ત્યાં બેસીને તે પ્રાર્થના કરે છે. મુસલમાન માટે મસ્જિદમાં નમાઝ પડવાની આરક્ષિત જગ્યા નથી હોતી. જે ક્રમે જાય તે ક્રમે બેસતા જાવ. અહીં કોઇ વિશેષ નથી સૌ સામાન્ય છે. જે સામાન્ય છે. તેને જ પરમાત્મા સ્વીકાર કરે છે.

જે માણસ ધર્મસ્થાનમાં પણ પોતાની વિશેષતા સ્થાપિત કરવા માગે છે તેને પરમાત્મા સ્વીકારતો નથી પરમેશ્વર તેને ધર્મદ્રોહી માને છે. સામાન્ય પ્રથાથી સમાનતાનો લાભ થયો, અહંકાર ઉતારવાની સાધના થઇ પણ સૌથી મોટો લાભ તો ધર્મની દ્વારા સામાજિક અને માનવીય ભાઇચારાથી પ્રાપ્તિનો થયો. સ્થાપિત વિશેષતાથી વ્યકિતપૂજા શરૂ થઇ જતી હોય છે. ધર્મસ્થાન એવું બનાવો જેથી કોઇની પણ સ્થાપિત વિશેષતા થઇ ના શકે.

વ્યકિતપૂજા વિનાની સમર્થ વ્યકિત પ્રજાને જોડનારી અને સરવાળો કરનારી બને

છે, જયારે વ્યકિતપૂજા રોગથી પીડાતી સમર્થ વ્યકિત પ્રજાની બાદબાકી જ કરતી હોય છે.

સ્વાધીનતા પહેલાં અહીં જે સમાજો અસ્તિત્વમાં આવ્યા બ્રહ્મોસમાજ, પ્રાર્થના સમાજ અને આર્યસમાજ વગેરે આ બધા સમર્થ વ્યકિતઓ દ્વારા ચલાવાયેલાં ચેતનાવાળાં આંદોલનો હતાં. બ્રહ્મોસમાજના પ્રણેતા રાજા રામમોહનરાય અને બીજાઓએ એકેશ્વરવાદની ચેતના જગાડી, પણ કોઈપણ જગ્યાએ પોતાની જાતને પરમેશ્વર, તેનો અવતાર કે ગુરુ તરીકે ગોઠવી નહિ, એટલે આજે પણ લોકો રાજા રામમોહનરાયને (અને બીજાઓને પણ) એક પ્રખર ધર્મ તથા સમાજ સુધારક તરીકે યાદ કરે છે. ભગવાન અથવા પરમ સાક્ષાત્કારી ગુરુ તરીકે નહિ દુર્ભાગ્યવશ બંગાળમાં આ આંદોલન સ્વામી વિવેકાનંદજી પછી મંદ પડી સમાપ્ત થઇ ગયું.

## વિશાળતા એક થવામાં છે વહેંચાઇ જવામાં વિનાશ છે

આવું જ પ્રાર્થના સમાજનું થયું. આ આંદોલન પણ વિલીન થઇ ગયું. આર્યસમાજે અપેક્ષાકૃત વધારે કાઠું કાઢયું. તેનો પ્રવર્તક મહર્ષિ દયાનંદજીએ, લોકો પોતાની પૂજા કરતા ના થઈ જાય તે માટે ભારે કાળજી રાખી. તેમણે આદેશ આપ્યો કે મારી ભસ્મને ખેતરોમાં કે સમુદ્રમાં ફેલાવી દેજો. કોઇ દેરી કે સમાધિ ના બનાવશો. નહિ તો લોકો બાધા-બંધણી કરવા પહોંચી જશે. આ ત્રણે સમાજો નિરાકારવાદી એકેશ્વરવાદી અને બિનઅવતારવાદી હતા. જો આ ત્રણેને પ્રોત્સાહિત કરાયા હોત તો હિન્દુપ્રજાની ધાર્મિક અવ્યવસ્થા ઘણા અંશે મટી ગઈ હોત, પણ બંગાળમાં ફરીથી કાલીમાતાનું જોર વધ્યું. ઉત્તર ભારતમાં અવતારવાદનું જોર વધ્યું અને આ આંદોલનો કાંતો સમાપ્ત થઈ ગયાં કાંતો નિસ્તેજ થઈ ગયાં.

સમાજો પછી પરિવારો અને મંડળો આવ્યાં સમાજોનો એકેશ્વરવાદ સમાપ્ત થયો ફરી પાછો પૌરાણિકવાદનો ઊભરો આવ્યો. લોકમાનસમાં પ્રથમથી જ જે તત્ત્વો માટે આદર છે, તેને માધ્યમ બનાવીને તેના દ્વારા વ્યકિતવિશેષ છવાઈ જવા લાગી. સમાજોનું પ્રચલન અત્યંત સમર્થ વ્યકિતઓ દ્વારા થયેલું પણ તેમણે પોતાને તથા પોતાના વંશ- વારસાને વ્યકિતપૂજા કે વંશપૂજાથી દૂર રાખેલા, ઘડતર જ એવી રીતે કરેલું કે પરમેશ્વરની જગ્યાએ કે બાજુમાં પણ વ્યકિતપૂજા ના થાય. પ્રાચીનકાળનો વૈદિક ઋષિ સંધ્યા કરે ત્યારે માત્ર પરમાત્માની જ ઉપાસના કરતો તેમ આ સમાજોના અનુયાયીઓ પણ માત્ર એક પરમાત્માની જ પ્રાર્થના- સંધ્યા કરતા, પણ પરિવારો- મંડળ વગેરેનો મૂલાધારજ વ્યકિતપૂજાનો બન્યો છે.

કેટલાક પરિવારમાં વ્યકિત પોતે જ પરમાત્મા બની જાય છે પોતે જ પોતાના નામનો મંત્રજાપ શિષ્યો પાસે કરાવે છે. અનુયાયી- ઓના ઘરમાંથી બધાં ધાર્મિક ચિત્રો કઢાવી નાખી માત્ર પોતાનું ચિત્ર રખાવી તેની પૂજા કરાવે છે. ઘેલાં લોકોનાં ટોળેટોળાં માર્ગો ઉપર, ગામના ચાર રસ્તાઓ ઉપર વ્યકિતપૂજાના પ્રમાણરૂપ વ્યકિતવિશેષનો જયજયકાર કરતાં ફરે છે. કેટલીકવાર તો ઝનૂની પણ બની જાય છે, બીજા લોકોની અગવડોનો જરાય વિચાર કર્યા વિના દિવસે- રાત્રે- પરોઢિયે ગમે ત્યારે ગમે તેમ ઘોંઘાટ મચાવે છે, જો તેમનું ટોળું મોટુ થઇ ગયું

હોય તો તેનો નશો ચડે છે અને લોકોના સામાન્ય જીવનમાં અવ્યવસ્થા ઊભી કરી આનંદ પામે છે. આ ગાંડાઓ વળી પાછા પોતાને અધ્યાત્મવાદી માને છે.'

ભારતનું રાજકારણ જેમ વારંવાર જાહેર રસ્તા ઉપર આવી જાય છે તેમ ધર્મકારણ પણ જાહેર રસ્તા ઉપર આવી જાય છે. રસ્તા ઉપર આવેલું રાજકારણ હોય કે ધર્મકારણ હોય, જાહેર રસ્તાની વ્યવસ્થાને ડખોળી નાખે છે. પ્રજાજીવનની સામાન્ય વ્યવસ્થાને અસ્તવ્યસ્ત કરી નાખવી એ ગૌરવની નિશાની થઇ ગઇ છે. કોનું ટોળું કેટલા કિલોમીટર લાંબું હતું તેની સ્પર્ધા થાય છે. ટોળાં ઉપરથી વ્યકિતની મહત્તા અંકાવા લાગી છે, પછી ભલે તે ટોળું, અશિસ્ત હો. અવ્યવસ્થિત હો યા માત્ર પ્રસાદલાલચુ હો.

એકવાર મારે અત્યંત મહત્ત્વના કાર્યક્રમમાં જવાનું થયું, પણ માર્ગમાં એક ધર્મગુરુનું સામૈયું આવી રહ્યું હતું, હાથીઓ, બગીઓ, બેન્ડો અને બીજાં અનેક વાહનો, પુરુષો, મહિલાઓ તથા અનેક સાધુઓ લગભગ એક કિલોમીટર લાંબું આ ટોળું અત્યંત મંદગતિએ અને માર્ગ ઉપર સંપૂર્ણ ફેલાઇને દોરદમામથી ચાલી રહ્યુ હતું અમારે વાહન રોકી દેવું પડયું. અડધા કલાક પછી પણ છેડો ના આવ્યો ત્યારે મેં વાહન પાછું લેવાનું કહ્યુ, પણ પાછળ તો ૭૦-૮૦ વાહનો અમારી જ માફક અટકેલાં ઊભાં હતાં. ન આગળ જવાય, ના પાછળ વળાય. આવી જ દશા પેલા છેડે પણ થઇ ગઇ હતી. આ રસ્તા ઉપરનું ધર્મકારણ નાગરિકધર્મનો નાશ કરનારું બની જાય તો પણ જેમના માટે આ ઠઠારો થાય છે (એમ કહો કે જેમણે પોતે પોતાના માટે આ ઠઠારો કરાવ્યો છે) તેમના પેટનું પાણી પણ હાલતું નથી. આને અધ્યાત્મવાદ કહેવો કે માનભૂખવાદ કહેવો એ વિચારવાનું છે. મારા કારણે કોનો કેટલો સમય બગડયો અને કોને કેટલી અગવડ પડી તેનો જ જેને વિચાર ના આવતો હોય તેને અને અધ્યાત્મને શું લેવા દેવા?

## ગ્રાહકોને

- પાટીદાર સૌરભ દર મહિનાની પાંચમી તારીખે પ્રગટ થાય છે.
- લવાજમ વાર્ષિક અને દ્વિવાર્ષિક સ્વીકારાય છે. વાર્ષિક લવાજમ રૂા. ૫૦ અને દ્વિવાર્ષિક રૂા. ૧૦૦ છે. ગમે તે મહિનાથી ગ્રાહક થઇ શકાય છે.
- લવાજમની રકમ માન્ય પ્રતિનિધિઓ ઉપરાંત મ. ઓ. કે ડ્રાફ્ટથી પણ ભરી શકાય છે.
- પત્ર વ્યવહારમાં ગ્રાહક નંબર જણાવવો જરૂરી છે. રેપર પર લખવામાં આવે છે તે નંબર સાથે જ લખવાથી સરળતા રહેશે.
- સરનામામાં ફેરફાર થાય ત્યારે તરતજ જાણ કરવાથી અંક ગેરવલ્લે જવાના બનાવો નિવારી શકાશે.
- ગ્રાહકને અંક ચોકસાઇથી નોંધેલા સરનામે રવાના કરાય છે. છતાં ટપાલમાં અંક ગેરવલ્લે જાય તો ગ્રાહકે સ્થાનિક પોસ્ટમાં તપાસ કર્યા બાદ પોતાના ગ્રાહક નંબર સાથે જાણ કરવી જેથી યોગ્ય તપાસ થઇ શકે.

વાર્તા રે.... વાર્તા

# ડોશીનું દુધ ને ડોશીના લાકડાં

એક હતી ડોશી. તે બિચારી એકલી હતી. જેમ તેમ કરીને, દળણાં દળીને પેટ ભરે ને એક નાનકડી મઢૂલીમાં પડી રહે.

એક વખત રાત્રે એક ચોરે તેના ઘરમાં પેસવાનો વિચાર કર્યો. તેના મનમાં એમ કે ડોશી એકલી છે અને મારી સામે થઈ શકશે નહિ. વળી તેણે કંજૂસાઈથી પૈસા કે દાગીના પણ ઠીક ઠીક ભેગા કર્યા હશે, માટે તેનું જ ઘર ફાડવામાં મઝા પડશે, એવા વિચારથી મધરાત પછી મઢૂલીમાં એક જૂનીપુરાણી ખખડી રહેલી બારી હતી, એ બારીને ધીમે ધીમે હલાવવાથી ઉઘડી ગઈ અને ચોર ઘરમાં પેઠો. આખું ઘર ખોળી વળ્યો, બધી ચીજો ઊથલ પાથલ કરી નાખી પણ તેને કાંઈ દમ જેવું મળ્યું નહિ, છતાં લેવા જેવી ચીજોનો તેણે એક ઢગલો કર્યો. છેવટે રસોડાનાં વાસણ પણ ઉપાડી જવાનો તેણે વિચાર કર્યો.

રસોડામાં ગયો, તો એક તપેલીમાં દુધ ઢાંકેલું હતું. એક અભરાઈ ઉપર લોટ, દાળ ને ચોખાના ડબ્બા પડયા હતા. તે જોઈ ચોરના મનમાં થયું: 'આટલી માથાફોડ કરી પણ કાંઈ ખાસ હાથમાં આવ્યું નહિ, ચૂલો, લાકડાં, દુધ, ચોખા, ખાંડ બધું જ પડયું છે તો લાવને ખાસી ખીર બનાવું.' આમ વિચાર કરી તેણે ચૂલો પેટાવ્યો, દુધ ગરમ મૂકયું અને ખીર બનાવી. ખીર તૈયાર થઈ એટલે ખાવાની તૈયારી કરી.

ચોર દિલનો જરા ભલો અને કાચી સમજનો હતો. તેને થયું: 'ડોશીનું દુધ, ડોશીનાં લાકડાં, ડોશીનું બધું અને ડોશી જ ખીર ખાધા વગરની રહે! ડોશીને ખીર તો આપવી જ જોઈએ' પછી એ એક ખુણામાં ડોશી સુતી હતી, ત્યાં ધીમે ધીમે ગયો અને મોટા ચમચાથી ઊની ઊની ખીર ઊંઘતી ડોશીના મોઢામાં નાખી. ડોશી તો ઝબકીને જાગી. મોઢું દાઝવાથી એણે મોટેથી ચીસ પાડી. ચોરે બહુ સમજાવી, બીક આપી, પણ દાઝેલી ડોશીએ ચીસાચીસ કરી મૂકી. રાત્રે ચોકી કરતા સિપાઈઓ અને પાડોશીઓ આ બુમરાણથી દોડતા આવ્યા અને ચોરભાઈને પકડી ગયા.

ડોશી કેમ કરતાં જાગી તે બધી વાત સમજવામાં આવતાં બધાને હસવું આવ્યું અને શેખચલ્લી જેવા ચોરનો ખરેખરી ચોરી કરવાનો ઈરાદો હોય જ નહિ અને કદાચ હોય તો તે તદ્દન મુરખો જ છે એમ માની બધાએ એને બે ધોલ મારી છોડી દીધો.

## વાચકોના પત્રો

પાટીદાર સૌરભના વાચકોને સમાજ અને વિવિધ વિષય અંગેના તેમના વિચારોને લખી મોકલવા આમંત્રણ છે. છાપવા લાયક લખાણો ક્રમાનુસાર પ્રસિધ્ધ કરવામાં આવશે. ટૂંકા, મૌલિક અને મુદ્દાસરના લખાણોને જ અગ્રતા આપવામાં આવશે.

– તંત્રી

# ધરતી ચીરી ધુળમાંથી ધન કાઢનાર પાટીદારો કોણ છે ?

❋ અમીન કાકા ❋

ઇતિહાસનાં જર્જરીત પાના ઉથલાવતાં, અનુભવીઓના અનુભવનો નીચોડ કાઢતાં વહીવંચાઓના થોથા ફંફોસતાં, સાહિત્યકારોના મતમતાંતરો વલોવતાં સમજાય છે કે પટેલ કોઇ જાતિ સુચક શબ્દ નથી. પાટીદાર એક ખેડુત જાતિને માટે વપરાતો શબ્દ છે. તેનો મુળ સંસ્કૃત શબ્દ 'કુટુમ્બિન' છે ! જે પોતે ખેતી કરે અગર અન્ય પાસે કરાવે તેનો અર્થ 'કુટુમ્બિન' સમય જતાં આ શબ્દમાંથી ત્રણ શબ્દો થયા. કૂર્મિ, કુળુબી, ત્રિજો કુણુબી મહારાષ્ટ્ર, માળવા, ગુજરાત, બિહાર અને તામિલનાડુના પ્રાચીન લેખો અને તામ્રપત્રોમાં 'કુટુમ્બિન' શબ્દ આજે પણ વંચાય છે. મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં પાટીલ, બંગાળમાં કર્મકાર, બિહારમાં કુર્મી આજે પણ પ્રચલિત છે. કુર્મી એટલે શકિતશાળી. સાંભળ્યું છે કે નાગપુરના શાશકો અને શિવાજી કુર્મીવંશના હતા અને કુર્મીનો અપભ્રંશ એટલે કણબી, કડવા અને લેઉઆ વિષે આજે પણ જુદા જુદા મત છે કોઇ કહે છે લવ અને કુશમાંથી લેઉઆ અને કણબી કહેવાય લેવા પુરાણમાં ઉલ્લેખ છે કે બલિ અને ભદ્રને લેહક અને કેટક નામના બે પુત્રો હતા. તેમની પ્રજા એટલે લેઉઆ અને કડવા પણ માનવાને વધુ કારણો છે કે કુર્મી જાતિ પંજાબના લેઉઆ અને કરડ વિસ્તારમાં ફેલાએલી હતી સમય જતાં આ પ્રજા દક્ષિણ તરફ ફેલાતી ગઇ અને પોતાના મૂળ વિસરી ન જવાય માટે કરડવા અને લેઉંઆએ પોત પોતાના વિસ્તાર સુજબ નામ ધારણ કર્યાં.

કાનષ્કના સમયમાં ગુજરાતની પ્રજાએ વતન છોડયું. તેમની સાથે કુર્મીઓ પણ નીકળ્યા અને આનર્ત પ્રદેશમાં આવ્યા. આનંત એટલે ઉંઝા, વડનગર, હોઇ શકે જે આજે પણ હયાત છે. અહીંયા બે નગરોનો ઉલ્લેખ મળે છે. ઉમાપુર અને ઉકઠાનગર આ ઉંઝા હોઇ શકે, જે કડવા પાટીદારના કુળદેવી ઉમિયા માતાનું સ્થળ છે. શ્રી સ્થળ એટલે સિદ્ધપુરને નામે ઓળખાય છે. બીજુ નગર આનંદપુર છે જે ખટકપ્રદેશમાં હતું. વાસ્તવમાં ખટક એટલે ખેડા અને આનંદપુર એટલે આજનું આણંદ હોવાનું માની શકાય ?

મુળ શબ્દ પાટીદાર છે. પટેલ શબ્દ પાછળથી આવ્યો હોય તેમ લાગે છે. અમુક વર્ષ પહેલા પા. મગનભાઇ લખતા હતા. અને પા. એટલે જ પાટીદાર આજેય લેઉઆ પાટીદારનું મુળ મથક આણંદ છે. પટેલ એનો હોદો બતાવે છે. પટેલ એટલે ગામનો મુખ્ય વ્યકિત અથવા મુખી કહેવાય પણ એટલું ચોકકસ કહી શકાય કે મુળ શબ્દ પાટીદાર છે. મોગલ કાળ દરમિયાન જેને જમીનનો પટ અથવા પટ્ટો લખી આપવામાં આવતો તે પાટીદાર ચરોત્તર શબ્દ ચારો હરીયાળી ઉપરથી આવ્યો હોય તેમ લાગે ચારો એટલે લીલોતરી. પાટીદાર જાતે ખેતી કરતો જયારે દેસાઇ, અમીન મધ્યસ્થી તરીકે કામ કરતા. તે પોતે ખેતી કરતા ન હતા. અમીન અને દેસાઇઓ હંમેશા સરકાર તરફી રહેતા. અમીનનો અરબી અર્થ વિશ્વાસુ જેની ઉપર વિશ્વાસ મુકી શકાય.

લેઉઆ અને કડવા મુખ્ય પાટીદાર સિવાય બીજા આંજણા, મતિયા, ચાંલ્લીયા પાટીદાર પણ છે.

ઉત્તર ગુજરાતના આંજણા પાટીદાર એ પેટા જાતી છે. તેમની અટક ચૌધરી હોય છે કેટલાંકને પોતાના ગામના નામ ઉપરથી પણ ઓળખવામાં આવે છે. એમના નામની પાછળ સિંહ રાખવામાં આવે છે. મતિયા લેઉઆ પાટીદારની પેટા જાતી છે અને સુરતના બારડોલી બાજુ તેમની વસ્તી છે. અમદાવાદ, વિરમગામ અને પાટડી તરફ ચાંલ્લીઆ પાટીદાર છે. કડવા પાટીદારના કુળદેવી જેમ ઉંઝામાં છે. એમ લેઉઆ પાટીદારના કુળદેવી અમદાવાદ પાસેના અડાલજમાં છે. આશરે ૧૨ મી સદીમાં સિધ્ધરાજ જયસિંહના કાળમાં પંજાબના દોઆબમાંથી જે પરિવારો આવીને ગુજરાતમાં સ્થાયી થયા તે આજના પાટીદાર કહેવાયા.

ઈતિહાસ અને સમય સાક્ષી પુરે છે કે આ પ્રજા સાહસિક, ખમીરવંતી વ્યવહાર કુશળ, દરિયાવ દિલવાળી અને મનની તંદુરસ્તી ધરાવતી ખેલદીલ પ્રજા છે. પાટીદારને આજે ગુજરાત નહિ સમસ્ત વિશ્વ પણ નાનું પડે છે અંગત રીતે પાટીદાર પોતે જ એક સ્વતંત્ર સંસ્થા છે. જયારે સોજીત્રા પાસેના ગાડા ગામમાં ૧૫૦૦ ની વસ્તી હતી ત્યારે એક બે લખપતી હતા. આજે અનેક લખપતીઓ અને પાંચ સાત કરોડપતિઓ હોવાનું કહેવાય છે આજે ઇગ્લેન્ડ, અમેરીકા અને કેનેડામાં નાના નાના ચરોતર વસી ગયા છે. દક્ષિણ આફ્રિકામાં પણ પાટીદારની સંખ્યા સારી એવી છે.

પાટીદારોએ વિવિધ ક્ષેત્રોમાં મહાન વિભૂતિઓ રાષ્ટ્રને સમર્પણ કરી છે. પ્રથમ સરદાર–કરમસદના લેઉઆ પાટીદાર હતા. ભારતના બિસ્માર્ક તેમજ તેમના મોટાભાઈ વિઠ્ઠલભાઈ પટેલ લેજીસ્લેટીવ એસેમ્બલીના પ્રથમ સ્પીકર હતા વલ્લભવિદ્યાનગરના જન્મદાતા ભાઈકાકા, મફતલાલ ગગલભાઈ ગૃપ-ભારત પ્રથમ કક્ષાના ઉદ્યોગપતિઓમાં પ્રતિષ્ઠત સ્થાન ધરાવે છે અમદાવાદના જયકૃષ્ણ હરિવલ્લભદાસ, રાજકારણના અઠંગ ખેલાડી અને ધારાશાસ્ત્રી રજની પટેલ, ભૂતપૂર્વ ગૃહમંત્રી હરૂભાઇ પટેલ અને રીઝર્વ બેન્કના માજી ગવર્નર આઈ. જી. પટેલ, ક્રિકેટના જશુ પટેલ, ચિત્રકલાના જેરામ પટેલ રંગલા રંગલીના જયંતી પટેલ, ભારતીય ક્રિકેટના બ્રીજેશ પટેલ, ન્યુઝીલેન્ડની હોકી ટીમના વિશ્વવિખ્યાત હોકી ખેલાડી રમેશ પટેલ, કેળવણીકાર મોતીભાઇ અમીન, ઇશ્વર પેટલીકર પીતાંબર પટેલ, પન્નાલાલ પટેલ આ બધાં નજરાણાં પાટીદારોએ રાષ્ટ્રને સમર્પણ કર્યા છે. બેસુમાર પટેલો પ્રખ્યાત ડોકટરો છે. વ્યવસાયોમાં પટેલોના નામ ગણવા બેસીએ તો કેટલાય નામ રહી જવાનો સંભવ છે. પાટીદારની સોદાગરીમાં હિમ્મત, હિકમત અને હુન્નર છે. આ સંજોગોમાં આમ, પાટીદાર એ તો મહાગુજરાતની મહા પ્રજા છે.

વિશ્વમાં વેરવિખેર પથરાયેલ પાટીદારનું જો સંગઠન થાય, તેની બુધ્ધિ, શકિત અને ધનનો સદઉપયોગ થાય તો રાષ્ટ્રની કાયાપલટ કરતાં વાર લાગે નહિં અને આ હેતુને લક્ષમાં રાખી ઇતિહાસમાં સૌ પ્રથમ સ્થપાયેલ સમગ્ર પાટીદારની એકયતાના આ સંગઠનમાં સૌ પાટીદાર સહીયારો સહકાર આપે તેવી અપેક્ષા.

આજે જયારે પાટીદારની અસ્મિતા ઝાંખી પડતી જણાતી હોય ત્યારે દરેક પાટીદાર આત્મખોજ કરી જે પાટીદાર સમાજમાં જન્મ લીધો છે તે સમાજના વિકાસ માટે હાથ ધરાયેલ આ ભગીરથ મહાકાર્યમાં યથા યોગ્ય મદદ કરી સમાજ પ્રત્યેનું ઋણ ચુકવવા કટીબદ્ધ બને એટલી અપેક્ષા રાખવી અસ્થાને તો નહિ જ ગણાય. અમુક સમય પછી પાટીદાર શબ્દ ભુંસાઈ જાય તેવી પરિ-

સ્થિતિ જણાતી હોય ત્યારે પણ જો આપણે આ સંગઠન દ્વારા આગળ નહિ આવીએ તો ભાવી પેઢી શું આનો જવાબ નહિ માંગે ? આ પ્રશ્ન ગંભીર વિચારણા માંગી લે છે.

જાગ્યા ત્યાંથી સવાર માની વિકસતા રાષ્ટ્રની કૂચ સાથે કદમ મીલાવવા સૌ પાટીદાર ભાઈ-બહેનોને અભ્યર્થના.

આ. રા. પા. બંધુ, આણંદ.

ઉઠતાં મોડું થઈ ગયું
જમતાં મોડું થઈ ગયું
ઓફિસે જતાં મોડું થઈ ગયું
સ્ટેશને જતાં મોડું થઈ ગયું
મંદિરે જતાં મોડું થઈ ગયું
બધું ભલે બોલો...
મરતાં મોડું થઈ ગયું...!
એમ નહીં બોલી શકો.

બુઢાપો !
વીતાવતાં આવડે તો
સીધી સડક જેવો રસ્તો છે.
ન આવડે તો
ગીચ ઝાડીવાળું જંગલ છે
ત્રણ સૂત્રો અપનાવી લો
કમ ખાના, ગમ ખાના, નમ જાના
જીવન જીની જશો !

# ઉંબરો

ઘરની વાત જયારે ઉંબરાની બહાર જાય છે. ત્યારે ઘરની ખાનદાની જોખમાય છે અને ઉંબરા બહારની વાતો જયારે ઘરની અંદર પ્રવેશે છે ત્યારે ઘરનું સુખ ડહોળાઇ જાય છે. ઉંબરો એટલે ઘરની ખાનદાનીના તટસ્થ જન્માક્ષર !

પ્રેમાળ પત્ની ઉંબરે ઉભી પતિની પ્રતિક્ષા કરતી હોય ત્યારે પતિને ઘરમાં પ્રવેશતી વખતે સ્વર્ગમાં પ્રવેશવા જેટલું સુખ મળે છે. બાળક સ્કૂલેથી જયારે ઘેર આવે ત્યારે ઉંબરે ઉભેલી માતાને જોઇને કેવું હરખઘેલું થઈ ઉઠે છે ! દાદીમા જયારે ઘરને ઉંબરે બેસીને બાળકોને વાર્તાઓ કહેતાં હોય ત્યારે એ ઉંબરો અનોખી રંગભૂમિ બની જાય છે !

ઉંબરે રંગોળી સજાવીને ગૃહિણી જયારે અતિથીને આવકારે છે ત્યારે ઉંબરો આપણી સંસ્કૃતિની પાઠશાળા હોય તેવો રોમાંચ આપણે અનુભવીએ છીએ. ઘરને ઉંબરે બેસીને અનાજ – કઠોળ વીણતી ગ્રામ્ય નારી કચરો – કાંકરા બહાર નાખીને શુધ્ધ ધાન્ય અંદર લાવે છે, સાધુ–સંતોને ચપટી લોટની ભિક્ષા આપવાનું પૂણ્ય સ્થળ ઉંબરો જ છે ને ?

આપણા રોજીંદા જીવનની કેટકેટલી ઘટનાઓનો મૂક સાક્ષી છે આ ઉંબરો ! ઉંબરા પાસે બુટ–ચંપલ ઉતારેલા જોઇને ઘરની વ્યવસ્થાનો અણસાર મળી જાય છે. જે ઘરમાં ઉંબરા પાસે પડેલાં પગરખાં અસ્ત વ્યસ્ત હશે તે ઘરમાં ઠેર ઠેર ઘરવખરી ના ઉકરડા હશે જ. ઉંબરો સ્થૂળ રીતે કદમાં નાનો કે મોટો હોઇ શકે, પરંતુ સભ્યતાના પ્રતીક તરીકે તેનું મહત્વ કદીય નાનું કે ઓછું હોતું જ નથી.

'ઉંબરો' શબ્દ વિવિધ રૂઢિપ્રયોગોમાં લોકગીતોમાં સતત સ્થાન પામતો રહયો છે. 'ઉંબરો ભાંગ્યો', 'ઉંબરો ઘસી નાંખ્યો' 'હવેથી તારો ઉંબરો હરામ' 'મારા ઉંબરે તારો પગ હવે ન જોઇએ' કેટકેટલી ભાતીગળ અર્થછટાઓ ધરાવે છે આ ઉંબરો !

ઘરમાં રહેતા પરિવારના સ્વજનો વચ્ચે કયારેક નાના–મોટા મતભેદ થાય, કયારેક સામાજીક પ્રતિષ્ઠા નંદવાય તેવા પ્રસંગો બને ત્યારે ઘરની વાત ઉંબરાની બહાર જવા દેવાય નહિ. જે લોકો નાદાન કે નિષ્ઠુર બનીને ઘરની વાતો પારકાના ઉંબરે જઇને વ્યકત કરે છે તે લોકો પછી કદીયે ગૌરવથી પોતાનું માથું ઉંચું કરી શકતા નથી.

કેટલાક પુરૂષોને એવી ટેવ હોય છે કે પોતાના વ્યવસાયને પણ પોતાની સાથે ઘરમાં લેતા જાય છે. પત્ની અને બાળકો સાથે પારિવારીક વાતો કરીને ઉષ્માપૂર્ણ વાતાવરણ રચવાને બદલે તેઓ બહારની વાતો અને ચિંતાઓ અને ઉપાધિઓ અથવા તો મોટાઇ અને ડંફાસ રજુ કરીને સ્વજનોનું માથું પકવી નાખે છે ! બહારની વાતોને બહાર રાખો અને અંદરની વાતોને અંદર રાખો, તમારું સુખ ભેળસેળીયું ન બનાવો.

ધરતીનો છેડો ઘર છે. દુનિયાભરનો પ્રવાસ કરીને આવેલો માણસ જયારે પોતાના ઘરના ઉંબરે પગ મુકે છે ત્યારે 'હાશ' શબ્દ દ્વારા નિરાંતનો જે અનુભવ કરે છે તે અણમોલ છે. ઉંબરો ત્યારે કેટલો બધો વ્હાલો લાગે છે !

કયારેક હતાશ થયેલો માણસ પોતાના ઘરનો ઉંબરો ત્યજીને નીકળી પડે છે ત્યારે હજાર જાતની સમસ્યાઓ અને અઢળક સવાલો તેને ઘેરી વળે છે. ઉંબરાની ઉપેક્ષા નહિ, ઉપાસના કરીએ !

---

મોકલનાર :– જયશ્રીબેન નવિનચંદ્ર પટેલ,
નાલાસોપારા (વેસ્ટ).

## યુવાનોને લાલબત્તી

# મદિરાપાન અને માંસાહારથી દૂર રહો

ધરમશી દેવશી ભગત

મદિરા અને માંસાહારના દૂષણથી આજ સુધી અલિપ્ત રહેલા આપણી સમાજના યુવાનોને જો સમયસર યોગ્ય સમજણ આપવામાં નહી આવે તો કદાચ નહિ બચી શકે. આપણા કેટલાક યુવાનો દારૂ પીએ છે ને માંસ પણ ખાય છે, એ હકિકત હવે બધા જ જાણે છે. જો કે આવા લોકોનું પ્રમાણ માત્ર એક ટકો જ કહી શકાય.

દારૂએ કેવળ દારૂ જ નથી. એ એક દવા પણ છે. "જીંદગીભર દારૂ નહિ જ પીવું" આવી પ્રતિજ્ઞા સાંપ્રત કાળમાં ચાલે નહિ. આજે બિમાર માણસને ડોકટર એક યા બીજા રૂપમાં દારૂ આપે જ છે, ને આપણે ખાઇએ છીએ તેથી જ દવા-દારૂ શબ્દ વપરાય છે. પરંતુ ઘણા લોકો ફકત નશો કરવા ખાતર જ દારૂ ઢીંચતા હોય છે તે કેટલા અંશે વ્યાજબી છે ? પૈસાની બરબાદી થતી હોવા છતાં આપણી સમાજના ઘણા લોકો પોતે રહેણી-કરણીમાં 'મોર્ડન' છે તેનો દેખાડો કરવા ખાતર જ દારૂના દૂષણમાં સ્વેચ્છાએ જ જોતરાઇ રહયા છે તે ચિંતાની બાબત છે.

માંસાહાર વિષે આપણા ઉપદેશકો એટલો બધો વિકૃત ઉપદેશ આપે છે કે યુવાનો પર એની ધારી અસર થતી નથી. આપણા વડિલો આજ સુધી યુવાનોને કહેતા આવ્યા છે કે માંસ ખાવું એ ઘોર પાપ છે પણ તે શા માટે ન ખાવું જોઇએ એ સમજાવવાની સમજણ વડિલોમાં પણ ન હોવાથી તેઓ આમ બોલતા આવ્યા છે. "તંદુરસ્તી માટે માંસાહાર કરવો જ રહયો" જેવા ખોટા ખ્યાલોને યુવાનોના મનમાંથી દુર કરવાનું કામ તર્કબધ્ધ રીતે થવું જોઈએ, તો જ તેની ધારી અસર થઈ શકશે.

માણસે માંસ ન ખાવું જોઇએ કારણ કે માંસ કોઇ પણ પ્રાણીને મારીને મેળવવા આવે છે. મારવું એટલે એક જીવની હત્યા કરવી. આટલી સમજણ પુરતી નથી. અહિ સુખ-દુઃખ અને લાગણીઓનો સંબંધ જોવાનો રહે છે, દરેક જીવધારી માંસહારી નથી હોતાં, જેમ કે વનસ્પતિ. અનાજ કે ફળ મેળવવા વનસ્પતિ કપાય જરૂર છે પણ એમાં જીવનો નાશ થતો નથી. દરેક માંસધારી (જેઓના શરીરમા લોહી માંસ છે) સુખ-દુઃખ અનુભવે છે તેથી તેવા જાનવરોને મારીને ખાવાં એ માણસ માટે કે જે પોતે પણ સુખ-દુઃખ અનુભવી શકે છે, કુદરત વિરૂધ્ધનું કર્મ ગણાય.

માંસ ખાનાર જાનવરો માંસ ખાય એમાં ખોટું નથી, એ તો એમનો ખોરાક ખાય છે. હરણને મારતી વખતે હરણને સુખ દુઃખ કે ભય જરૂર થતો હશે કારણ કે એ પોતે જ શાકાહારી છે. પરંતુ મારનાર સિંહને કુદરતે લાગણી અનુભવવા માટે કોઇ ઇન્દ્રિય આપી નથી. ઉલટાનું એને એમ કરવા જાનવરને મારવાને ફાડી ખાવા ખાસ દાંત આપ્યાને પગમાં નહોર આપ્યા છે.

માંસ ખાવાવાળા તેમના સમર્થનમાં કેટલીક દલીલો રજૂ કરે છે. જેવી કે તમે જે ગાયનું દુધ (દુધ અને લોહી એ ગાયના શરીરના રસો છે) પીઓ છો એજ ગાયનું અમે લોહી પીએ છતાં અમારૂં કર્મ ખોટું ને

તમે કરો છો એ સાચું ? પરંતુ તેમની આ દલીલને તમે લાગણીના ત્રાજવે તોલી જુઓ ? યોગ્ય જવાબ મળી જશે.

લોહી અને માંસ મેળવવા ગાયને કાપવી પડશે. કોઇ પણ પ્રાણી પોતાની ઇચ્છાથી કપાવવા તૈયાર નથી થતું. દુધ એ તો ગાય સામેથી આપે છે. વાછરડાને જન્મ આપ્યા પછી ગાયના આંચળમાં દુધ ઉભરાય છે. સમયસર એ દુધને કાઢી લેવામાં ન આવે તો ગયાને ઉલટાનું તકલીફ થાય છે. અહિ તો ગાય માતા બન્યા પછી વાત્સલ્ય ભાવ છલકાવીને દુધ આપે છે.

માંસ ખાનારા બીજી દલીલ કરે છે કે તે ખાવાથી શકિત આવે છે. સિંહ માંસ ખાય છે તો કેટલો બળવા ન બન્યો છે ! આ દલીલ બિલકુલ અયોગ્ય છે. હાથી માંસ નથી ખાતો, બળવાન કોન સિંહ કે હાથી ? સિંહ અને હાથીની લડાઇમાં સિંહ કદાચ હાથીને મારી નાખે તો પણ એ શકિતશાળી સાબિત થતો નથી. આ તો કોણ ઘાતકી છે એ સાબિત થયું. બાકી શકિતની પરીક્ષા તો ત્યારે જ થાય જયારે હાથી ખેંચી શકે છે તેટલું વજન સિંહ ખેંચી દેખાડે !

જાનવરોમાં સર્વશ્રેષ્ઠ પ્રાણી ઘોડો છે. તે માંસાહારી નથી. વિદ્યુત શકિતના માપમાં ઘોડા શકિતનો એકમ વપરાય છે. ઇલેકટ્રીક મોટરો વિગેરે ઘોડા શકિત (હોર્સ પાવર) થી ઓળખાય છે સિંહશકિત કે વાઘશકિતથી નહિ ! માંસ ખાવાવાળા ફકત વિજ્ઞાનને પુછીને ખાય છે, દિલ અને દિમાગને પુછીને ખાતા નથી.

ઈંડા ખાવાવાળા તેને માંસમાં ગણતા નથી. તેઓ કહે છે તેમાં માંસ કે લોહી કંઇ નથી ! કોઇ જીવ હિંસા થતી નથી. ફકત રસ જ છે તો તેને માંસ કેમ કહેવાય ? ઈંડુ ખાવાવાળા માટે આ દલીલ બરાબર હશે. જેમ દુધ એ ગાયનો રસ છે તેમ ઈંડુ એ મરઘીનો રસ છે, પરંતુ આમાં ઘણો તફાવત છે. દુધ એ ગાયનો વાત્સલ્ય રસ છે જયારે ઈંડું એ કામરસ છે. તેમાં નવા જીવને સર્જન કરવાનો ગુણધર્મ રહેલો છે દેખાતી નથી પરંતુ સંભવિત જીવ હિંસા છે, અને સંભવિત માંસ પણ છે.

અંદર છે ત્યાં સુધી રસનો લોચો પણ ઈંડુ ફુટયુ નથી કે બચ્ચું માંસધારી જ છે. જેવો આહાર તેવો વિચાર, પ્રાણીઓના સ્વભાવ ક્રુર અને ઘાતકી હોય છે. જયારે શાકાહારી જાનવરો સરળ સ્વભાવના ને આપણે ઘરમાં પાળી શકીએ તેવા હોય છે.

માણસના શરીરની રચના જોતાં પણ દેખાઇ આવે છે કે ઇશ્વરે તેને માંસાહારી નથી બનાવ્યો. શિકાર કરીને ખાવાના દાંત અને નહોર માણસને નથી. જીવ સૃષ્ટિમાં માંસાહારી પ્રાણીઓ લબલબ કરીને જીભથી પાણી પીએ છે. શાકાહારી પ્રાણીઓ ગાય-હાથી-ઘોડો વગેરે ઘુટડા ભરીને પાણી પીએ છે. માણસ કયા વર્ગમાં આવે તે તમે જ નકકી કરી લેજો !

---

ગીતા ટીમ્બર એન્ડ વુડ વર્કસ,
ટી. સી. ૩૯/૧૪૧૦, મલે વોર્ડ,
ત્રિવેન્દ્રમ-૬૯૫૦૩૬.

# આત્મ હત્યા....

## વ્યકિત જવાબદાર કે સમાજ ?

જીતેન્દ્ર બી. પટેલ

આત્મહત્યા એટલે શું ? આજે સમાજમાં વ્યકિત માનસિક તેમજ શારીરિક આત્મહત્યા કરતો જોવા મળે છે, જીવનમાં મળતી નિષ્ફળતાને કારણે ઇશ્વરે આપેલું આ અમૂલ્ય જીવન આત્મહત્યા દ્વારા માણસ વેડફી રહયો છે. બીજા શબ્દોમાં વ્યકિત પોતાના તેમજ સમાજના અયોગ્ય વર્તન બદલ માનસિક અશાંતિનો ભોગ બની રહયો છે.

જે માણસના જીવનમાં હંમેશને માટે હતાશા અને માનસિક અશાંતિ જ રહયા કરે છે તે એક જાતની આત્મહત્યા જેવું જ છે. ફરક માત્ર એટલો જ કે તે સમાજની વચ્ચે જીવનના કોઇ પણ ધ્યેય વગર હાલતી-ચાલતી લાશ સમાન અથડાતો ફરે છે !

વ્યકિતના જીવનની આ પ્રકારની આત્મહત્યા માટે જવાબદાર કોણ ? વ્યકિત કે સમાજ ? આ સમસ્યા માટે વ્યકિત કરતાં સમાજ વધુ જવાબદાર છે. તમને કદાચ પ્રશ્ન થશે કે તેમાં સમાજનો શું દોષ ? વ્યકિત પોતાની કાયરતા અને હતાશાથી આત્મહત્યા કરે છે તો તેમાં સમાજ શું કરે ? પણ વ્યકિતમાં આવી દુર્બળતા અને કાયરતા આવી કયાંથી ?

આજે આપણે જોઇએ છીએ કે સમાજમાં સ્ત્રીઓની આત્મહત્યાનું પ્રમાણ વધી રહયું છે. સામાજિક કુરિવાજોને કારણે અસંખ્ય બહેનો માનસિક તેમજ શારીરિક આત્મહત્યા કરી પોતાના અમૂલ્ય જીવનનો ભોગ આપી રહી છે. સમાજમાં આવી બહેનોના પ્રશ્નો અને સમસ્યાઓ સમજવા કેમ પ્રયાસ થતા નથી ? સમાજ આવી બહેનો તરફ દુર્લક્ષ હોવાને કારણે જ આવાં બનાવોનું પ્રમાણ વધી રહયું છે.

સંતાનોની ઇચ્છા વિરૂધ્ધ થતા લગ્નો પણ આપણી સમાજમાં ઘણી વખત યુવાનોની આત્મહત્યાનું નિમીત બને છે. જે નિર્દોષ બાળકોને લગ્ન એટલે શું તેની પણ ખબર ન હોય તેટલી નાનીવયે તેમના મા-બાપો સગપણ કરી નાખે પછી આગળ જતાં તેમના લગ્નજીવનમાં પ્રશ્નો ઉભા ન થાય તો બીજું શું થાય ? ધિક્કાર છે એવા વડિલોને કે જેઓ પોતાના અહં અને કુળની મોટાઇ બતાડવા ખાતર જ પોતાના સંતાનોના જીવનમાં ઝેર ફેલાવી રહયા છે.

આજે આપણા સમાજમાં યુવક-યુવતીઓને કોઇ સ્વતંત્રતા નથી. નાનું એક પરિવાર જેવું ગામ હોય તેમાં કોઈ બહેન કે ભાઈ પોતાના જ ગામના છોકરા-છોકરી સાથે વાત કરતા હોય ત્યારે સમાજ તેના પર શંકા કરેછે, અને કહે છે-છે કંઇ મર્યાદા ? હકીકતમાં આવા લોકોને જ ખબર નથી કે મર્યાદા શેમાં રહેલી છે ? સમાજનું આ જાતનું વલણ વહેલી તકે બદલે તે જરૂરી છે. આજના યુવાનો વડિલો ધારે છે તેટલા બેજવાબદાર નથી અને પોતે શું કરી રહયા છે તેનું સંપૂર્ણ ભાન ધરાવે છે. એટલે સમાજે આવી બાબતોમાં હવે પ્રગતિશીલ દ્રષ્ટિ કેળવવાની જરૂર છે.

કેટલાયે યુવાન ભાઇ-બહેનો સમાજની ઇર્ષાનો ભોગ બનતા જોવા મળે છે.

આપણા જ ગામનો છોકરો કોઇ પણ ક્ષેત્રે પ્રગતી કરે તો ઈર્ષાળુ સમાજ એને આગળ ન જવા દેતા પાછો પાડવાના તમામ પ્રયત્નો કરે છે. પરિણામ સ્વરૂપ આપણા સમાજનું જે ગૌરવ છે, સમાજનું ભાવિ છે એવો યુવાન સમાજના આવા વર્તનથી પોતાની નૈતિક હિંમત ગુમાવી બેસે છે. માનસિક રીતે હતાશ થઇને સમાજમાં કોઇ પણ જાતના ધ્યેય વગર હાલતી, ચાલતી લાશ સમાન ફર્યા કરે છે.

ઘણા ભણેલા-ગણેલા બેકાર યુવાનો નોકરી ધંધો ન મળવાથી આત્મહત્યાના માર્ગે જઇ રહયા છે. આવી વ્યકિતઓ પોતાનો જીવન નિર્વાહ ચલાવવા માટે નાની નોકરી કે ધંધો કરે તો સમાજ અંદર ખાને વાતો કરશે કે ભણીગણીને શું ઉકાળ્યું ? તમારાં કરતાં તો અમે સારા ! સમાજના આવા વર્તનને કારણે વ્યકિત જીવન જીવવાની હોશ જ ખોઈ બેસે છે !

સમાજે આવું વલણ બદલી, હતાશ થયેલા એ યુવાનને હિંમત આપવી જોઇએ કે કૃષ્ણ જેવા મહાપુરૂષે પણ ગોકુળમાં સામાન્ય ગોવાળીયાનું કામ કર્યું હતું. યુવાન સામે કૃષ્ણ જેવા આદર્શો રજૂ કરીને હિંમત આપવાનો પ્રયત્ન કરવો જોઇએ. વ્યકિતનુ ઘડતર, વિકાશ અને એનું જીવન સમાજના હાથમાં છે.

કાંકણોલ કંપા (હિમતનગર)

## લેખકોને

- પાટીદાર સૌરભ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતીમાં બનતા બનાવો અને જ્ઞાતીની આર્થિક-સામાજીક-રાજકીય પ્રગતિનું નિરૂપણ કરતા લખાણો પ્રગટ કરે છે.
- પાટીદાર જ્ઞાતીમાં બનતા નાના-મોટા બનાવોના અહેવાલો ઉપરાંત વિવિધ ક્ષેત્રે સમાજે સાધેલી સિધ્ધીની માહિતી પણ આપવામાં આવે છે.
- જ્ઞાતી સમુદાયના ઘડતરમાં ઉપયોગી થઇ શકે તેવા વિચારશીલ લેખો આવકારદાયક છે.
- ભારતભરમાં પથરાયેલ જ્ઞાતીના યુવક મંડળો અને સ્થાનિક સમાજો તેમની પ્રવૃત્તિઓ અંગેના અહેવાલ મોકલાવશે તો યોગ્ય કરવામાં આવશે.

# વડોદરા થી વીરપુર

રતનશી દેવશી પટેલ "બેલગામી"

કલ્યાણમાં લાકડાંનો વ્યવસાય કરતા વિનોદભાઇએ આગલી રાત્રે પણ મુંબઈથી વડોદરાની ટ્રેનમાં પ્રવાસ કરેલ અને આખો દિવસ વડોદરામાં રહેતા તેમના નાના ભાઇ અને બા-બાપુજી સાથે કૌટુંબિક સમાચારોની આપ લે માં તેમજ ધંધા-રોજગારની વાતોમાં જ વીતી ગયો હતો.

એમની ગણતરી એવી હતી કે વડોદરાથી રાતની રાજકોટ લકઝરીમાં જવું અને ત્યાંથી જૂનાગઢની બસ પકડવી જૂનાગઢ પહોંચી જવું. થોડા દિવસ પહેલાં પડેલ વરસાદ અને વાવાઝોડામાં ઉખડી ગયેલ લાકડાનું સાસણનાં સરકારી ડેપોમાં લીલામ થવાનું હતું તેમાં વેળાસર પહોંચી જવાનો તેમનો ઇરાદો હતો પણ રાજકોટની લકઝરી બસમાં સીટ ન મળતાં છેવટે વડોદરાથી વીરપુની બસમાં રીઝર્વેશનની વ્યવસ્થા કરવી પડી.

જો કે રીઝર્વેશન તો મળી ગયું. પણ એમની સીટ બસની છેક છેલ્લી હરોળમાં હતી એટલે આજની રાત પણ પછડાટો ખાવામાં જ જશે અને ઉંઘ નહીં લઈ શકાય તેની વિનોદભાઇને મનોમન ખાતરી થઇ ચૂકી હતી. વીરપુર સવારના પહોંચીને જલારામ બાપાના દર્શન કરીને જ જૂનાગઢ જવાનું મનોમન નક્કી કરી લીધું હતું.

બસ ઉપડી ત્યાં સુધીમાં તો સંપૂર્ણ ભરાઇ ગઇ હતી એટલે પાછળના ભાગમાં બેઠેલા પ્રવાસીઓએ કચવાતા મને મનોમન સમાધાન કરી લીધું કે, "ચાલો સારૂં થયું, બેસવા તો મળી ગયું" બસ ખીચોખીચ ભરાઇ જવાથી વિનોદભાઇની પછડાટ ખાવાની ચિંતા પણ ટળી ગઇ બસ ચાલુ થતા જ એમને એવું જણાવા લાગ્યું કે જાણે હમણાં જ -થોડી વારમાં જ ઉંઘ ઘેરી વળશે પણ એમ નથયું.

અચાનક જ એમની નજર છેક આગળની હરોળમાં બેસેલ એક યુવતી પર પડી. એ યુવતી એને ધારી-ધારીને જોઇ રહી હતી ઘડીભર એમને એવી પણ શંકા થઇ કે એ યુવતી મારા બાજુની કોઇ બીજી વ્યકિતને તો નથી જોઇ રહીને? પોતાની હરોળમાં બેઠેલા પ્રવાસીઓ પર તેણે નજર ફેરવી પણ એમાંથી કોઇનું પણ ધ્યાન અને નજર પેલી યુવાતી તરફ હોય એવું ન દેખાયું. એટલે ફરી પાછું એણે પેલી યુવતી તરફ જોયું તો યુવતીની નજર હજુ પણ પોતાની તરફ જ તાકેલી હોય તેવું લાગ્યુ.

વિનોદભાઇની નજરથી નજર મળતાં જ યુવતીના મુખ પર મુસ્કાન ઉભરી આવી. વિનોદભાઇએ સંકોચાઇને નજર ફેરવી લીધી પણ થોડીવારમાં જ તેમનું મન પેલી યુવતી તરફ જોવા લલચાયું. એની નજર અને યુવતીની નજર ફરી એક વખત એક થઈ. આ વખતે વિનોદભાઇએ પણ કેટલીક ક્ષણો સુધી એ યુવતી સામે જોયે જ રાખ્યું એની નજરનો તાપ લાંબા સમય સુધી જીરવી ન શકવાથી કે પછી કાઇ બીજા કારણસર થોડીવાર પછી એ યુવતીએ નજર ફેરવી લીધી. સુદ્ધ-બુદ્ધ ખોઇને અપલક નજરે જોઇ રહેલ વિનોદભાઇ હવે જાણે હોશમાં આવ્યા હોય તેવું લાગ્યું.

પોતે આટલીવાર સુધી એક અજાણી

યુવતી સામે એકધારી નજરે જોઇ રહયા હતા તેનું હવે તેમને ભાન થયું. એને મનોમન પોતાની જાત પર ધિક્કાર થયો. આમ તે કંઇ કોઈ પરસ્ત્રી સાથે નજર મંડાતી હશે ? આવું કોઇ સજજન માણસ કરી શકે ? આવું તો કોઇ આલી-મવાલી માણુસ જ કરે. મારા જેવી પોતાના સમાજમાં અને વર્તુળમાં આદરણીય ગણાતી વ્યક્તિ માટે તો આવું કરવું એ પાપમાં પડવા જેવું ગણાય, "નહીં-નહીં, હવ મારે એના સામે જોવું જ નથી" આવો મનોમન નિર્ણય કરીને પોતાની બેઠક પર માથું ટેકવીન ઉંઘવાનો પ્રયત્ન કર્યો.

પણ એને ઉંઘ ન આવી. એની બંધ આંખો આગળ ફરી-ફરીને એ જ દ્રશ્ય આવીને ઉભું રહેતું હતું. કેટલીક ક્ષણો વિનોદભાઇએ આવી જ સ્થિતીમા પસાર કરી પણ પછી ધીમે-ધીમે પોતાના વિચારોને પોતાના ગૃહસ્થ જીવનનાં તાણા-વાણામાં ખોવાઇ જવા તરફ વાળ્યા.

અત્યારે તેઓ બેતાલીસ વર્ષ વિતાવી ચૂકયા હતા. આજથી બાવીસ વર્ષ પહેલાં તેઓ મેટ્રીક પાસ થયા હતા. અને તરત જ ગૃહસ્થ જીવનનો આરંભ કર્યો હતો. એ વખતે એમની અભણુઅને શિક્ષિત સમાજમાં એનીગણુતરી એક ઉચ્ચ શિક્ષણુધારી તરીકે થતી હતી, તે વખતે એ ધારત તો પોતાના બાળલગ્નનો અસ્વીકાર કરીને કોઇ મનગમતી યુવતીને જીવનસંગીની બનાવી શકયા હોત, પણ એણે એવું ન કર્યું એક અભણ અને પોતાના વિચારોથી સાવ જુદા વિચારો ધરાવતી સ્ત્રી સાથે ઘરસંસાર માંડીને પોતાની ફરજનું પાલન કર્યું હતું. પહેલી સુવાવડમાં પત્નીએ પુત્રને જન્મ તો આપ્યો પણ એનું શરીર માંદગીમાં સપડાઇ ગયું અને તેની સારવાર પાછળ ખર્ચ કરવામાં વિનોદભાઇએ કોઈ કસર ન રાખી પણ પત્નીની હાલતમાં કોઈ સુધારો ન થયો. પરિણામે પત્નીના પ્રેમથી એને વંચિત રહેવું પડયું, પરંતુ તેમણે કયારેય આ સંજોગોમાં મનને વિચલીત કર્યા વિના પોતાની સામાજીક અને રસની પ્રવૃતિઓ પાછળ જ ધ્યાન કેન્દ્રિત કર્યું.

અચાનક બસે એક જોરદાર આંચકો ખાધો. વિનોદભાઇ આખાને આખા પોતાની સીટ પર ઉંચકાઇ ગયા. એ સાથે જ તેમની આંખો ખુલી ગઇ તેઓ કંઇ પણ સમજે-વિચારે તે પહેલાં જ એની નજર ફરી પાછી પેલી યુવતી પર પડી. બસનો પહેલો સ્ટોપ આવી ગયો હોવાથી લાઇટ ચાલુ થઇ ગઇ હતી. બસના આંચકાથી ઉંઘતા પેસેન્જરો જાગી ગયા હતા. અત્યાર સુધી પેલી યુવતી પણ ઉંઘમાં ઘેરાઇ ગઇ હતી પણ હવે તેણી પણ ઝબકીને જાગી ગઇ. જાગતાંની સાથે જ તેણીની નજર પણ સીધી વિનોદભાઇ ઉપર જ પડી. બંનેની નજર ફરી પાછી એક થઇ.

બસ પહેલા સ્ટોપ પર ઉભી રહી ગઇ હતી. થોડા પેસેન્જરો ઉતર્યા અને વધુ ચઢયા એટલે ગાડીમાં ભીડમાં વધારો થયો. ગાડી ફરી પાછી ગતીમાં આવી. આટલીવારમાં વિનોદભાઇની નજર પેલી યુવતી પર કેટલીક વાર મંડાતી, ફેરવાઇ જતી, ફરી પાછી મંડાતી અને ફેરવાઈ જતી હતી. પણ બસ ઉપડતાંની સાથે જ લાઇટ બંધ થઇ. વિનો-દભાઇ ફરી વિચારે ચડી ગયા, એ મને જ શા માટે ધારીધારીને જોયા કરે છે ? મારામાં એવું તે વિશેષ શું છે કે જેથી એ મને જ જોયા કરે છે ? હું તો હવે યુવાની પણ વટાવી ચુકયો છું. બેતાલીસ વર્ષની વયે વ્યકિત કેવી દેખાય ? કોઇ અજાણી યુવતીને આકર્ષી શકે જ કઇ રીતે ? પણ એ યુવતી

માના સામે જુએ છે એ નક્કી વાત છે. શા માટે એ મારા સામું જ જોતી હશે ?

ત્યાં તો એનું બીજું મન બોલી ઉઠયું, "તું ભલે યુવાન નથી પણ તારો શારીરિક બાંધો અને દેખાવ હજુ પણ કોઇ યુવાનને પણ શરમાવે તેવો છે. વળી પેલી યુવતી પણ કયાં સાવ યુવાન છે ? એ પણ ત્રીસ બત્રીસ તો વટાવી ચૂકી જ હશે."

" પણ એના ખોળામાં જે બાળક છે તે તો લગભગ બે વર્ષનું લાગે છે. સાથે બીજા બાળકો પણ નથી. બાજુમાં એના બા અથવા સાસુ હોય એવું લાગે છે. દેખાવ તો જાણે એવો છે કે પચીસની આજુ-બાજુ ની જ લાગે !

" પચ્ચીસની હોય કે પચાસની હોય, તારે એનાથી શું લેવા - દેવા છે ?" તરત જ એને દુષ્ટ વિચારોની જાળમાં ફસાતો અટકાવીને એના સદવિચારે ટકોર કરી, "કોઇની નજરોનાં તીરોથી ઘાયલ થઇને શા માટે તું તારા પવિત્ર મનને પાપમાં ધકેલે છે ? તારા જેવા સમજદાર માણસે આવી લોભામણી પરિસ્થિતીમાં મનને બહેકવા ન દેવું જોઇએ "

" પણ હું કયાં મનને બહેકવા દઉં છું ?" તરત જ દુષ્ટ વિચાર બોલી ઉઠયો. " હું તો ઘડીભર મનને બહેલાવું છું. થોડીવાર કોઇની નજરથી નજર મળવાથી અંતરમાં આનંદનો અનુભવ થતો હોય તો એમાં ખોટું શું છે ?"

" ખોટું તો ઘણું જ છે " સદવિચારે ટકોર કરી, " જે લોભામણી પરિસ્થિતી પાછળ મનને બહેલાવવા ઇચ્છે છે, એ બહેલવાની સ્થિતી પછી આગળની દશા બહેકવાની આવશે. અને બહેકયા પછી માણસ - મણુસ નથી રહેતો, તે પશુના જેવું વર્તન કરી બેસે છે અને પશુ જેવો બની જાય છે. શું તારે પશુ બનવું છે ?"

" નહીં - નહીં, હું પશુ જેવો બનવા નથી ઇચ્છતો. હું માનવી જ બની રહેવા ઇચ્છું છું."

" તો પછી માનવી તરીકેનું જ વર્તન કરને ? બહેલવાની અને બહેકવાની સ્થિતી સુધી પહોંચવાની શી જરૂર છે ?"

" હા - હા, સાચી વાત છે. મારે આમ બહેકવું ન જોઇએ. ખરેખર હું ભટકી ગયો હતો. ભાન ખોઇ બેઠો હતો. પણ હવે હું ભાનમાં આવી ગયો છું. હવે હું મકકમ છું. મનની નબળાઇને નજીક પણ નહીં આવવા દઉં. " ધીમે ધીમે તેની આંખો ભારે થવા લાગી. થોડી જ વારમાં આગળના સળીયા ઉપર માથું ટેકવીને ઉંડી ઉંઘમાં ખોવાઈ ગયો.

ત્યાર બાદ બસ કયાં - કયાં ઉભી રહી તેનું પણ એમને ભાન ન રહયું પણ જયારે બસ રાજકોટના બસ સ્ટેશનમાં દાખલ થઈ ત્યારે તેની ઉંઘ ઉડી ગઈ. આ વખતે તો વિનોદભાઇએ પેલી યુવતી તરફ જોયું પણ નહીં, બીજા મુસાફરો સાથે નીચે ઉતરી બસ સ્ટેશનમાં પાણી પીને પાછા બસની નજીક આવીને આંટા - ફેરા કરવા લાગ્યા.

થોડીવારમાં જ પેલી યુવતી બસ બહાર નીકળતી દેખાઇ. વિનોદભાઇ નજર ફેરવે એટલીવારમાં તો પેલી યુવતી તદન તેમની સામે આવીને ઉભી રહી ગઈ. વિનોદભાઇ સામે ક્ષણભર જોઇને તરત જ તેમના પગે પડી ગઇ ! યુવતીની આ ક્રિયાથી ભારે આંચકો પામેલા વિનોદભાઇ આશ્ચર્યથી એની સામે જોઇ જ રહયા.

પગે પડવાની વિધી પુરી કરીને એ યુવતી ત્યાં જ ઉભી રહી ગઈ અને વિનોદભાઇ સામે જોઇને તે બોલી ઉઠી, "તમે મને નથી ઓળખી શકયા એમ હું માનું છું પણ હું તમને કેમ ભૂલી શકું ?"

"તમે મને ઓળખો છો ?" વિનોદભાઇએ આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

"હા, હું તમને ઓળખું છું હું તમને કઇ રીતે ભુલી શકું ? છેલ્લા સાત વર્ષથી ભુલી શકી જ નથી."

"છેલ્લા ૭ વર્ષથી તમે મને ભુલી નથી શકયાં ? આ તમે શું કહો છો ?" વિનોદભાઇ વધુને વધુ આશ્ચર્ય પામતા ગયા "મેં તો તમને આજથી પહેલાં કયારેય પણ જોયેલ નથી. પછી તમે મને કઇ રીતે ઓળખો છો ?" વિનોદભાઇએ પુછયું.

"તમે મને આથી પહેલાં કદી પણ જોયેલ નથી" એમ કહેવું તમારા માટે કદાચ યથાર્થ હશે પણ, હું એવું માનતી નથી, તમે મારો ચહેરો જોયો નહિં હોય પણ મને હરતી-ફરતી તો જોયેલ જ છે"

વિનોદભાઈ વધુ ગૂંચવાઈ ગયા. આ યુવતી આવી ઉટ-પટાંગ જેવી કેવી વાતો કરે છે ! તેઓ મનોમન વિચારવા લાગ્યા, પોતે જેને જોયેલ નથી. જેને ઓળખતો જ નથી એને આ યુવતી સાત વર્ષથી યાદ કરે છે ! આ કઈ રીતે બની શકે ?!

વિનોદભાઈને વિચારોમાં ખોવાઈ ગયેલ જોઇને યુવતીએ કહયું, " તમે એમ કરો હવે બસમાં ભીડ ઓછી થઇ ગઇ છે. મેં તમારા માટે અમારી બાજુની જ એક સીટ રોકી રાખી છે. તમે ચાલો, તમારી સીટ બદલીને અમારી બાજુમાં આવી જાઓ '!

વિનોદભાઇ પેલી યુવતીની સૂચના મુજબ પોતાની સીટ બદલીને એની બાજુની સીટ પર બેસી ગયા. યુવતીનો પરિચય મેળવવા માટે હવે તેઓ અધીરા બની ગયા હતા.

યુવતીએ વાતની શરૂઆત કરતાં કહયું, "આજથી સાતેક વર્ષ અગાઉ એક દિવસ તમે મારા પહેલાના સાસરાંને ઘેર આવેલ હતા એ તો તમને યાદ હશે જ, એ વખતે હું તમારી આગળ ઘુંઘટો તાણીને જ ફરતી હતી, તમારા જ ગામમાં મારા સાસરાં હોવાથી તેમજ પોતાના ગામના પોતાના વરથી વધુ વયના પુરૂષોની લાજ કાઢવાનો રિવાજ હોવાથી હું તમારા આગળ ઘુંઘટામાં જ રહી હતી, એટલે તમે મને જોઈ શકેલ નહીં પણ હું તો તમને ઘુંઘટામાં પણ જોઇ શકતી હતી. વળી, તમે તો મારા માટે જે કંઇ કર્યું તેને હું કેમ ભૂલી શકું ?"

બસ રાજકોટથી ઉપડવાની હતી એટલે અગાઉથી જ યુવતીએ આટલી વાત કહી નાખી. અને આટલું સાંભળતાં જ વિનોદભાઇને સાતેક વર્ષ પહેલાં નાગપુરની બાજુમાં જ એક સ્થળે લાકડાના સરકારી ડીપોમાંના લીલામમાં ગયેલ ત્યારે પોતાના જ ગામના ગોવિંદભાઇને ઘેર રોકાણ કરેલ તે પ્રસંગની યાદ તાજી થઇ ગઈ. બસ રવાના થઇ અને વિનોદભાઇ ભૂતકાળમાં ખોવાઇ ગયા.

* * *

એ ગામમાં એ પહેલી જ વખત ગયેલ હોવાથી તેમજ પોતાના ગામના ગોવિંદભાઈનું સ્થળ જોયું ન હોવાથી બસ સ્ટેશનની નજીક જ પોતાની જ્ઞાતીના અન્ય ગામના એક ભાઇને કારખાને જઈ પહોંચેલ ત્યાં પોતાનું નામ અને હેતુ સમજાવતાં જ એ અજાણ્યા ભાઇએ એને ખુબ આવકાર આપ્યો હતો. ચા-નાસ્તો કર્યા બાદ બપોરે પોતા નેત્યાંજ જમવાનો આગ્રહ રાખ્યો પણ વિનોદભાઇએ રોકાઇ જવાની અશકિત દર્શાવી પણ

વાતોમાં ને વાતોમાં બે કલાક રોકાઇ ગયા. પરસ્પર વાતોમાં સામાજીક વાતો પણ થઇ. વળી ગોવિંદભાઇના કામધંધા અને ઘરબારના હાલહવાલ પણ જાણવા મળ્યા. બપોર થવાથી ઠોઠેક કલાક પહેલાં જ એક ભોમિયા સાથે વિનોદભાઇ પોતાના ગામના વડીલ શ્રી ગોવિંદભાઇના કારખાને પહોંચી ગયા.

કચ્છથી આટલે દુર, પોતાનાજ ગામના વિનોદભાઇને ગોવિંદભાઇએ ખુબ આવકાર આપ્યો. અલક-મલકની વાતો થઈ, આગલા દિવસે સરકારી ડીપોનાં લાકડાનાં લીલામમાં જવાનું હોવાથી એ રાત ત્યાંજ વિતાવવાની હતી. ગોવિંદભાઈ કારખાનામાં રહેતા હતા. ઓફિસમાં થોડીવાર વિતાવ્યા બાદ તેઓ વિનોદભાઇને મહેમાન માટેના એક ખાસ ખંડમાં લઇ ગયા. ત્યાં એમને મળવા માટે માટે ગોવિંદભાઇના પત્ની અને બંને વહુઓ પણ પહોંચી આવી. બંને વહુઓ આવતાંજ વિનોદભાઇને પગે પડી. બંને વહુ ઘુંઘટમાં હતી તેમ છતાં નાની કોણ અને મોટી વહુ કોણ હશે તેનું અનુમાન વિનોદભાઇએ તરત કરી લીધું.

પ્રવાસના થાકને કારણે થોડીવાર આરામ કરવાની ઇચ્છાને ગોવિંદભાઇ તરતજ સમજી ગયા. એટલે પરસ્પરના ખુશી આનંદના સમાચારની આપલે કર્યા પછી તેઓએ વિનોદભાઇને થોડીવાર આરામ કરવાનું સુચન કર્યું સૌ પોતપોતાને કામે લાગી ગયાં. વિનોદભાઇ એક પલંગ પર આડા પડયા.

થોડીવારમાં નાની વહુ પાણીનો જગ ને ગ્લાસ લઇને ખંડમાં દાખલ થયાં. એક [illegible] પર જગ અને ગ્લાસ રાખીને પાછાં [illegible]લાગ્યા ત્યારે એને જતાં અટકાવીને વિનોદભાઇએ પ્રશ્ન કર્યો, "તમે આ ઘરનાં નાના વહુ છો ને ?"

ઘુંઘટમાંજ મોં છૂપાવી રાખીને એણે ટૂંકો જવાબ 'હા'માં આપ્યો.

"મને તમારા વિશે થોડુંક જાણવા મળ્યું છે અને કઇંક વધુ જાણવું છે. તમે જો કંઇ પણ કહેવા ઇચ્છતા હો તો તે સાંજ સુંધીમાં એક કાગળમાં લખીને એ કાગળ સામે ટીંગાતા મારા બગલ થેલામાં નાખી દેજો. તમારો કાગળ વાંચીને મારે જે કંઇ કહેવાનું હશે તે તમોને રાતોરાત એક કાગળમાં લખીને એ કાગળ મારા બુટમાં રાખી મુકીશ આવતીકાલે સવારે રુમની સફાઇ કરવાના બહાને આવીને અથવા કોઇપણ બીજું બહાનું કરીને આ રુમમાં આવીને મારા બુટમાંથી એ કાગળ લઈ લેજો" આટલું બધુ વિનોદભાઇ એકી શ્વાસે બોલી ગયા.

"ભલે," આટલું બોલીને નાના વહુ ઉતાવળી ચાલે ત્યાંથી સરકી ગયા.

બપોરના જમીને થોડીવાર ફરીથી આરામ કરવા આડા પડયા ત્રણેક વાગ્યે ઉઠીને ચા-પાણી કરીને ગોવિંદભાઈ સાથે તેમની ઓફિસે બેઠા. થોડીવારમાંજ વિનોદભાઇ એટલું સમજી ગયા કે ગ્રાહકો ગોવિંદભાઇ કરતા તેના મોટા પુત્રનેજ ભાવ તાલ વિશે પુછપરછ કરતા હતા. પૈસાની લેતી-દેતી પણ મોટો પુત્રજ કરતો હતો. નાનો પુત્ર મોટાના આદેશનું પાલન જ કરતો હતો. એને જેટલું કહેવામાં આવતું તેટલું જ તે કરતો હતો.

થોડીવાર પછી ગામથી ત્રણેક કિલો-મીટરના અંતરે આવેલ સરકારી ડેપોમાં જઇ આવવાની જયારે બિનોદભાઇએ વાત કરી

પગે પડવાની વિધી પુરી કરીને એ યુવતી ત્યાં જ ઉભી રહી ગઈ અને વિનોદભાઈ સામે જોઈને તે બોલી ઉઠી, "તમે મને નથી ઓળખી શકયા એમ હું માનું છું પણ હું તમને કેમ ભૂલી શકું ?"

"તમે મને ઓળખો છો ?" વિનોદભાઈએ આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

"હા, હું તમને ઓળખું છું હું તમને કઈ રીતે ભુલી શકું ? છેલ્લા સાત વર્ષથી ભુલી શકી જ નથી."

"છેલ્લા ૭ વર્ષથી તમે મને ભુલી નથી શકયાં ? આ તમે શું કહો છો ?" વિનોદભાઇ વધુને વધુ આશ્ચર્ય પામતા ગયા "મેં તો તમને આજથી પહેલાં કયારેય પણ જોયેલ નથી. પછી તમે મને કઇ રીતે ઓળખો છો ?" વિનોદભાઈએ પુછયું.

"તમે મને આથી પહેલાં કદી પણ જોયેલ નથી" એમ કહેવું તમારા માટે કદાચ યથાર્થ હશે પણ, હું એવું માનતી નથી, તમે મારો ચહેરો જોયો નહિં હોય પણ મને હરતી-ફરતી તો જોયેલ જ છે"

વિનોદભાઈ વધુ ગૂંચવાઈ ગયા. આ યુવતી આવી ઉટ-પટાંગ જેવી કેવી વાતો કરે છે ! તેઓ મનોમન વિચારવા લાગ્યા, પોતે જેને જોયેલ નથી. જેને ઓળખતો જ નથી એને આ યુવતી સાત વર્ષથી યાદ કરે છે ! આ કઈ રીતે બની શકે ? !

વિનોદભાઈને વિચારોમાં ખોવાઈ ગયેલ જોઈને યુવતીએ કહયું, "તમે એમ કરો હવે બસમાં ભીડ ઓછી થઇ ગઇ છે. મેં તમારા માટે અમારી બાજુની જ એક સીટ રોકી રાખી છે. તમે ચાલો, તમારી સીટ બદલીને અમારી બાજુમાં આવી જાઓ'!

વિનોદભાઇ પેલી યુવતીની સૂચના મુજબ પોતાની સીટ બદલીને એની બાજુની સીટ પર બેસી ગયા. યુવતીનો પરિચય મેળવવા માટે હવે તેઓ અધીરા બની ગયા હતા.

યુવતીએ વાતની શરૂઆત કરતાં કહયું, "આજથી સાતેક વર્ષ અગાઉ એક દિવસ તમે મારા પહેલાના સાસરાંને ઘેર આવેલ હતા એ તો તમને યાદ હશે જ, એ વખતે હું તમારી આગળ ઘુંઘટો તાણીને જ ફરતી હતી, તમારા જ ગામમાં મારા સાસરાં હોવાથી તેમજ પોતાના ગામના પોતાના વરથી વધુ વયના પુરૂષોની લાજ કાઢવાનો રિવાજ હોવાથી હું તમારા આગળ ઘુંઘટામાં જ રહી હતી, એટલે તમે મને જોઈ શકેલ નહીં પણ હું તો તમને ઘુંઘટામાં પણ જોઇ શકતી હતી. વળી, તમે તો મારા માટે જે કંઇ કર્યું તેને હું કેમ ભૂલી શકું ?"

બસ રાજકોટથી ઉપડવાની હતી એટલે અગાઉથી જ યુવતીએ આટલી વાત કહી નાખી. અને આટલું સાંભળતાં જ વિનોદભાઈને સાતેક વર્ષ પહેલાં નાગપુરની બાજુમાં જ એક સ્થળે લાકડાના સરકારી ડીપોમાંના લીલામમાં ગયેલ ત્યારે પોતાના જ ગામના ગોવિંદભાઇને ઘેર રોકાણ કરેલ તે પ્રસંગની યાદ તાજી થઇ ગઈ. બસ રવાના થઇ અને વિનોદભાઇ ભૂતકાળમાં ખોવાઇ ગયા.

* * *

એ ગામમાં એ પહેલી જ વખત ગયેલ હોવાથી તેમજ પોતાના ગામના ગોવિંદભાઇનું સ્થળ જોયું ન હોવાથી બસ સ્ટેશનની નજીક જ પોતાની જ્ઞાતીના અન્ય ગામના એક ભાઇને કારખાને જઈ પહોંચેલ ત્યાં પોતાનું નામ અને હેતુ સમજાવતાં જ એ અજાણ્યા ભાઇએ એને ખુબ આવકાર આપ્યો હતો, ચા-નાસ્તો કર્યા બાદ બપોરે પોતાને ત્યાંજ જમવાનો આગ્રહ રાખ્યો પણ વિનોદભાઇએ રોકાઇ જવાની અશકિત દર્શાવી પણ

વાતોમાં ને વાતોમાં બે કલાક રોકાઇ ગયા. પરસ્પર વાતોમાં સામાજીક વાતો પણ થઇ. વળી ગોવિંદભાઇના કામધંધા અને ઘરબારના હાલહવાલ પણ જાણવા મળ્યા. બપોર થવાથી દોઢેક કલાક પહેલાં જ એક ભોમિયા સાથે વિનોદભાઇ પોતાના ગામના વડીલ શ્રી ગોવિંદભાઇના કારખાને પહોંચી ગયા.

કચ્છથી આટલે દુર, પોતાનાજ ગામના વિનોદભાઇને ગોવિંદભાઇએ ખુબ આવકાર આપ્યો. અલક-મલકની વાતો થઇ, આગલા દિવસે સરકારી ડીપોનાં લાકડાનાં લીલામમાં જવાનું હોવાથી એ રાત ત્યાંજ વિતાવવાની હતી. ગોવિંદભાઇ કારખાનામાં રહેતા હતા. ઓફિસમાં થોડીવાર વિતાવ્યા બાદ તેઓ વિનોદભાઇને મહેમાન માટેના એક ખાસ ખંડમાં લઇ ગયા. ત્યાં એમને મળવા માટે માટે ગોવિંદભાઇના પત્ની અને બંને વહુઓ પણ પહોંચી આવી. બંને વહુઓ આવતાંજ વિનોદભાઇને પગે પડી. બંને વહુ ઘુંઘટમાં હતી તેમ છતાં નાની કોણ અને મોટી વહુ કોણ હશે તેનું અનુમાન વિનોદભાઇએ તરત કરી લીધું.

પ્રવાસના થાકને કારણે થોડીવાર આરામ કરવાની ઇચ્છાને ગોવિંદભાઇ તરતજ સમજી ગયા. એટલે પરસ્પરના ખુશી આનંદના સમાચારની આપલે કર્યા પછી તેઓએ વિનોદભાઇને થોડીવાર આરામ કરવાનું સુચન કર્યું. સૌ પોતપોતાને કામે લાગી ગયાં. વિનોદભાઇ એક પલંગ પર આડા પડયા.

થોડીવારમાં નાની વહુ પાણીનો જગ અને ગ્લાસ લઇને ખંડમાં દાખલ થયાં. એક ટેબલ પર જગ અને ગ્લાસ રાખીને પાછાં જવા લાગ્યા ત્યારે એને જતાં અટકાવીને વિનોદભાઇએ પ્રશ્ન કર્યો, "તમે આ ઘરનાં નાના વહુ છો ને ?"

ઘુંઘટમાંજ મોં છૂપાવી રાખીને એણે ટૂંકો જવાબ 'હા'માં આપ્યો.

"મને તમારા વિશે થોડુંક જાણવા મળ્યું છે અને કંઇક વધુ જાણવું છે. તમે જો કંઇ પણ કહેવા ઇચ્છતા હો તો તે સાંજ સુધીમાં એક કાગળમાં લખીને એ કાગળ સામે ટીંગાતા મારા બગલ થેલામાં નાખી દેજો. તમારો કાગળ વાંચીને મારે જે કંઇ કહેવાનું હશે તે તમોને રાતોરાત એક કાગળમાં લખીને એ કાગળ મારા બુટમાં રાખી મુકીશ આવતીકાલે સવારે રુમની સફાઇ કરવાના બહાને આવીને અથવા કોઇપણ બીજું બહાનું કરીને આ રુમમાં આવીને મારા બુટમાંથી એ કાગળ લઇ લેજો" આટલું બધુ વિનોદભાઇ એકી શ્વાસે બોલી ગયા.

"ભલે," આટલું બોલીને નાના વહુ ઉતાવળી ચાલે ત્યાંથી સરકી ગયા.

બપોરના જમીને થોડીવાર ફરીથી આરામ કરવા આડા પડયા ત્રણેક વાગ્યે ઉઠીને ચા-પાણી કરીને ગોવિંદભાઇ સાથે તેમની ઓફિસે બેઠા. થોડીવારમાંજ વિનોદભાઇ એટલું સમજી ગયા કે ગ્રાહકો ગોવિંદભાઇ કરતા તેના મોટા પુત્રનેજ ભાવ તાલ વિશે પુછપરછ કરતા હતા. પૈસાની લેતી-દેતી પણ મોટો પુત્રજ કરતો હતો. નાનો પુત્ર મોટાના આદેશનું પાલન જ કરતો હતો. એને જેટલું કહેવામાં આવતું તેટલું જ તે કરતો હતો.

થોડીવાર પછી ગામથી ત્રણેક કિલો-મીટરના અંતરે આવેલ સરકારી ડેપોમાં જઇ આવવાની જયારે વિનોદભાઇએ વાત કરી

ત્યારે ગોવિંદભાઈ પણ તેમની સાથે ચાલ્યા. બીજે દિવસે લીલામમાં વહેંચવા માટે રખાયેલ લાકડાના જથ્થાનું ઉપરછલ્લું નિરીક્ષણ કરીને પાછા ફર્યા ત્યાં સુધીમાં સાંજ પડી ગઈ હતી. પોતાને ઉતારે પ છા આવ્યા ત્યારે "તમે હાથ-મોં ધોઇને-ફ્રેશ થાઓ. જમવાનું તૈયાર થશે ત્યારે હું તમને બોલાવવા આવું છું", આટલું કહીને ગોવિંદભાઈ ઓફિસ તરફ ચાલ્યા ગયા.

વિનોદભાઇને એકાંતની જરૂરત હતી તે તેમને મળી ગઇ. તેઓ તરત જ પોતાના બગલથેલા પાસે પહોંચી ગયા. તેમાં હાથ નાંખતા જ એક મોટો કાગળ હાથમાં આવી ગયો. કાગળનું લખાણ વાંચવાની અધીરાઇ વધી રહી હોઇ વિનોદભાઇએ બાજુના જ એક સોફા પર બેસી જઇ ઝડપથી કાગળની ગડી ખોલી ઉત્કંઠાપુર્વક વાંચવાનું શરૂ કર્યું.

( વાર્તાનો શેષ ભાગ આવતા અંકે )

હવે કોઇ પણ ફંડમાં
નવો પૈસોય નથી લખાવવો
આ વર્ષે બહુ ખર્ચ થઇ ગયો છે !
આવું બોલનારા
એમ કેમ નથી બોલતા કે,
આ વર્ષે ધાર્યા કરતાં વધુ
કમાઇ લીધું છે.
હવે એક પણ ઘરાકને
દુકાને નથી ચડવા દેવો !



## વાચકોના પત્રો

પાટીદાર સૌરભના વાચકોને સમાજ અને વિવિધ વિષય અંગેના તેમના વિચારોને લખી મોકલવા આમંત્રણ છે. છાપવા લાયક લખાણો ક્રમાનુસાર પ્રસિદ્ધ કરવામાં આવશે. ટૂંકા, મૌલિક અને મુદ્દાસરના લખાણોને જ અગ્રતા આપવામાં આવશે.

- તંત્રી

# ૧૨ સપ્ટેમ્બર, ૧૯૪૭

સી. કે. પટેલ

મારો... મારો... કાપો... કાપો...!

ભારતને આઝાદી મળ્યા પછીના એ ગોઝારા દિવસો ! દિલ્હીમાં હિન્દુ-મુસ્લિમ રમખાણો ફાટી નીકળ્યાં હતાં અને ભયંકર કત્લેઆમ શરૂ થઇ ચૂકી હતી. પાકિસ્તાનમાં રહેતા હિન્દુઓને કત્લ કરી તેમની લાશોની ટ્રેનો ભરી ભારત તરફ મોકલવામાં આવતી હતી તો ભારતમાં રહેતા મુસ્લિમો પણ સલામત નહોતા. દિલ્હીમાં શીખોએ મુસ્લિમોનો સંહાર કરવાનું શરૂ કરી દીધું હતું.

ભારત-પાકીસ્તાનના ભાગલા થતાં થયેલ હિન્દુ-મુસ્લિમ હુલ્લડોની આગ સમગ્ર દેશને દઝાડી રહી હતી તેમાં દિલ્હી મોખરે હતું. હિન્દુ-મુસ્લિમો એક બીજાનો જાન લેવા માટે તુલી રહયા હતા દિવસો સુધી લોકોએ ઘરમાં જ ભરાઇને અધ્ધર જીવે દિવસો કાઢયા હતા.

દિલ્હીમાં તે વખતે કચ્છના કડવા પાટીદારો મોટા ભાગે પહાડગંજ (લડુઘટી) માં રહેતા હતા. આઠ જેટલી સો મીલો મળી ૧૦૦ જણાની વસ્તી હતી. મજૂરીકામ જ કરતા એટલે આર્થિક સધ્ધરતા પણ એટલી નહોતી.

દિલ્હીની શેરીઓમાં મુસ્લિમોનાં ઝનૂની ટોળાં નગ્ન તલવારો સાથે ચીચીયારીઓ પાડતાં ઘુમી રહયા હતા. પહાડગંજમાં આવેલ જયભારત સો મીલમાં આઠ જેટલા પાટીદાર ભાઈઓ ફસાઈ પડયા હતા. સો મીલથી ઘર ફકત એક જ કિ. મી. દુર હતું પણ બહારનું વાતાવરણ જોતાં ત્યાં પહોંચવું ખતરાથી ખાલી નહોતું.

કોટડા (જડોદર) ના મેઘજી પચાણ આણંદાણી, કરશન મેઘજી કાલરીયા, પ્રેમજી શીવજી કાલરીયા, વેલજી કાનજી વાડીયા, અંગીયાના મેઘજી જીવરાજ મેઘાણી, ઉગેડીના હંસરાજ વીરજી સાંખલા, નાગલપરના કરસન ખેતા સેંઘાણી અને વિગોડીના દેવશી રતના કાલરીયા એમ આઠ જણાની હાલત જોવા જેવી થઇ હતી.

બહાર કયાંયે નીકળી શકાય તેમ નહોતું અને સો મીલમાં ખુલ્લામાં ફરવું પણ જોખમરૂપ હતું એટલે બેન્સાના ખાડામાં આ આઠે જણે ૯૨ કલાક સુધી લપાતા-છુપાતા ફફડતાં રહેવું પડયું હતું. સો મીલને ચોફેર બેન્સાની પટીઓ લગાવી વિજળી ચાલુ કરી દેવામાં આવી હતી જેથી મુસ્લિમો અંદર પેસી જ ન શકે.

આખરે આ આઠે જણની ભાળ કાઢવા માટે ચોથા દિવસે શીવજી માધા કાલરીયા મિલીટરીવાળાને લઇ સો મીલે આવ્યા અને જવાનો સાથે ઘરે પહોંચ્યા ત્યારે જ બધાનો જીવ હેઠે બેઠો હતો પણ ખરાખરીનો સમય તો હવે આવવાનો હતો તેની કોઇને જ ખબર નહોતી.

* * * *

૧૨ સપ્ટેમ્બર, ૧૯૪૭ ! જન્માષ્ટમીનો દિવસ હોઇ આ દિવસે હિન્દુઓની સામુહિક કત્લેઆમ કરવા માટે હિન્દુ મંદિરો પર ત્રાટકવાની મુસલમાનોએ યોજના બનાવી હોવાની અફવા વાતાવરણની શાંતિને ડહોળી રહી હતી.

દિલ્હીના પહાડગંજ વિસ્તારમાં આવેલ એક ત્રણ માળના મકાનમાં રહેતા

હિન્દુઓના જીવ પણ તાળવે ચોંટી ગયા હતા. નીચે દુશ્મનો હણી નાખશે તેવા ભયે ભોંયતળીયે રહેતા ટેક્ષીવાળા વિગેરે નીચેનો દરવાજો બંધ કરી ઉપરના માળે રહેતા શીવજી માધાના ઘરમાં ભરાઈ ગયા હતા.

આ મકાનની પાછળ જ મુસલમાનો રહેતા હતા અને બાજુના જ કોલસાના ગોડાઉનમાં બોમ્બ અને ઘાતક હથિયારોનો મોટો જથ્થો સંઘરી રાખ્યો હોવાનું આજુ-બાજમાં રહેનારાઓનું કહેવું હતું.

બપોરના ૧૧-૩૦ વાગ્યાનો સમય હતો. કર્ફ્યુને કારણે સમગ્ર વિસ્તાર ભેંકાર ભાસતો હતો અને કયારેક મિલીટરીના જવાનોના ભારેખમ બુટના અવાજો સિવાય બીજો કોઇ અવાજ પણ આવતો ન હોતો

અચાનક જ મકાનના પાછળના ભાગમાં થોડો સળવળાટ થયો અને મકાનમાં ભરાયેલા ૩૨ હિન્દુઓ કંઇ પણ સમજે તે પહેલાં જ નીચેથી ફેંકવામાં આવેલા બોમ્બના વિસ્ફોટથી સમગ્ર વિસ્તાર ધણધણી ઉઠયો. મકાનમાં ભરાયેલા લોકોની ચીસો અને આક્રંદથી સમગ્ર વાતાવરણ ધ્રુજી ઉઠયું.

મકાનના ઉપરના માળે આસરો લઇ રહેલા શીવજી માધા કાલરીયાનો પુત્ર પ્રેમજી શીવજી આ બોમ્બ વિસ્ફોટમાં તે જ વખતે ભગવાનને પ્યારો થઇ ગયો. કરસના મેઘજી કાલરીયાનો જમણો પગ જ ઉડી ગયો ! ઘરમાં અંતક ફેલાઇ ગયું !

જમણો પગ આખો કપાઇ ગયો હોવા છતાં કરસન મેઘજી કાલરીયા જરાયે હિંમત હાર્યા વિના છત ઉપરથી કપાયેલા પગે જ નીચે ઉતરી આવ્યા. મકાનથી ૧ કિ. મી. દુર સરકારી હોસ્પિટલ હતી ત્યાં સુધી લશ્કરના જવાનોની મદદથી તેમને લઇ જવાયો. હોસ્પિટલમાં હુલ્લડોનો ભોગ બનતા લોકોની ગીર્દી એટલી બધી હતી કે કરસન મેઘજીને છેક ચોથા દિવસે ઘરના લોકો ઓળી શકયા હતા !

બીજી તરફ શીવજી માધાની લાશ આખી રાત ઘરમાં જ પડી રહી. જન્માષ્ટમીનો તહેવાર આ રીતે ઘરમાં જ ભરાઇ રહીને દિલ્હીના હિન્દુઓએ ઉચાટભર્યા વાતાવરણમાં જ વિતાવ્યો હતો.

બીજા દિવસે વહેલી સવારે તેમની લાશને બિરલા મંદિરની પાછળના હિન્દુ સ્મશાનમાં બાળીને ૧૦ વાગ્યે ચાર-પાંચ પાટીદાર ભાઇઓ પાછા ફરતા હતા ત્યારે મિલીટરીવાળાઓએ તેમને અટકાવ્યા. ડાઘુ-ઓની કોઇ પણ વાત સાંભળ્યા વિના મિલીટરીએ તેમને એક કામમાં જોતરી દીધા.

દિલ્હીમાં એ દિવસોમાં હિન્દુ-મુસ્લમોની કત્લેઆમ એટલા મોટા પ્રમાણમાં હતી કે લાશોના ઢગલા નિકાલ કરવાનું કામ મિલીટરીવાળા માટે માથાના દુખાવારૂપ થઇ ગયું હતું. લોરીમાં મડદાં ભરી તેને જમુના નદીમાં ફેંકી આવવા માટે કોઇ મજૂરો પણ મળતા નહોતા. એટલે મિલીટરી-વાળાઓએ પ્રેમજી શીવજીની લાશ બાળીને પાછા આવતા આ ડાઘુઓને મડદાંની લોરી સાથે ફેંકી આવવાની પાંચ ટ્રીપો મારવાનું કામ પુરૂં થયા પછી જ છોડયા !

દિલ્હીમાં આ ગોઝારા બનાવ પછી ભયથી ફફડતા પાટીદારો અહીં રહેવામાં કોઇ સલામતિ નથી તેમ માની બધા સો મીલ-વાળાઓએ સો મીલમાં એક-એક માણસ રાખી કચ્છમાં આવવાનું નકકી કર્યું. પરંતુ વાયા અજમેરની ટિકિટ મળતાં પાછી મુશ્કેલી થઇ એટલે રેલ્વેના અધિકારીને વિનંતી

કરતાં વાયા વડોદરાની ટિકીટ કાઢી આપી અને બધા હુલ્લડોની ભયંકર યાદ સાથે દેશમાં પાછા ફર્યા.

* * * *

મથલના બસ સ્ટેશન વિસ્તારમાં આવેલ પાટીદાર સેવા સંઘના કાર્યાલયમાં હાલે ફરજ બજાવતા કરસન મેઘજી કાલરીયા અત્યારે ૬૨ વર્ષની ઉંમરે પહોંચી ગયા છે. દિલ્હીના એ ગોઝારા બનાવમાં તેમણે જમણો પગ ગુમાવ્યો તે વખતે તેમની ઉંમર ફક્ત ૧૬ વર્ષની જ હતી. જમણો પગ ગુમાવ્યો છતાં તેઓ દેશમાં પાછા આવી ફરીથી દિલ્હી ગયા હતા અને મેટ્રીક સુધીનું શિક્ષણ પણ લીધું હતું.

દિલ્હીના હુલ્લડોને યાદ કરતાં તેઓ આજે પણ ધ્રુજી ઉઠે છે. આજે જ્યારે અમદાવાદ, સુરત કે મુંબઇમાં કોમી તોફાનો ફાટી નીકળે છે ત્યારે તેના અહેવાલો છાપામાં વાંચીને આપણને અરેરાટી થાય છે ત્યારે ભારત-પાકિસ્તાનના ભાગલા વખતે ફેલાયેલ રમખાણો કેટલાં ભયંકર હતાં. તે તો એ સમયે જેમના પર વિતી હોય તેમને જ ખ્યાલ આવે.

---

વૃદ્ધાશ્રમની મુલાકાતે ગયેલા
સજ્જને વૃદ્ધોને પૂછયું ;
તમારે અહીં કેમ આવવું પડયું ?
જવાબ મળ્યો
છોકરાઓ સેવા કરવા તૈયાર ન હતા.
તમે છોકરાઓને
ઉછેરીને મોટા શા માટે કર્યા ?
ભાઈ !
એવું છે ને કે,
છોરૂ કછોરૂ થાય...
માવતર કુમાવતર ન થાય !
આજના દીકરાઓ પાસે
આવી કોઇ કહેવત હશે ?

લગભગ
સદી જેટલી ઉંમરે પહોંચેલા
વૃદ્ધે થોથરાતા શબ્દોમાં કહયું ;
કયાં અમારો જમાનો ?
સેવા કરીનેય મેવાની આશા
કોઈ રાખે નહીં.
કયાં તમારો જમાનો ?
મેવા મેળવ્યા વિના
કોઇ સેવા કરવા તૈયાર નથી !

પોતાના ગુણોની સૌ સજ્જનો પ્રશંસા કરે જ છે, તો પછી પોતે પોતાના ગુણ શા માટે ગાવા ? એમ સમજીને મોટા મનનો માણસ પોતાના ગુણ ગાતો નથી. પરંતુ નીચ માણસ પોતાના ગુણ પોતે જ ગાયા કરે છે, કારણ કે તેના ગુણ બીજો કોઈ ગાતો નથી.

# ૨૮-૨૯ અને ૩૦ એપ્રિલે યોજનાર
# સમાજના ચતુર્થ અધિવેશનની તડામાર તૈયારી

નખત્રાણા :-

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું ચતુર્થ અધિવેશન આગામી તા. ૨૮-૨૯ અને ૩૦મી એપ્રિલ ના રોજ યોજાઇ રહયું છે ત્યારે આ અધિવેશનનો સુચિત કાર્યક્રમ પણ અધિવેશન આયોજન સમિતિએ બહાર પાડી દીધો છે અને અધિવેશનની તડામાર તૈયારીઓ આરંભાઇ ચૂકી છે,

તા ૨૦-૧૨-૯૨ના નખત્રાણા ખાતે મળેલ સમાજની અસાધારણ સામાન્ય સભામા અગાઉ આ અધિવેશન ૨૮અને૨૯ એપ્રિલ એમ બે દિવસ યોજવાનું નકકી કરવામાં આવ્યું હતું પણ અધિવેશન માટે બે દિવસનો સમય ઓછો હોવાની રજુઆતો સભ્યો તરફથી આવતા તા. ૩-૧-૯૩ના મળેલ સમાજની કારોબારી સમિતિ અને અન્ય પ્રતિનિધીઓની બેઠકમાં એક દિવસ વધારી ૨૮-૨૯ અને ૩૦ એપ્રિલ રાખવાનું નકકી કરવામાં આવ્યું હતું.

અધિવેશનની કાયમી સ્મૃતિ જળવાઇ રહે તે હેતુથી આ પ્રસંગે એક સોવેનિયર પ્રસિદ્ધ કરવામાં આવશે જે માટે વિજ્ઞાપન દાતાઓને સહકાર આપવા અનુરોધ કરવામાં આવ્યો છે. કન્યા છાત્રાલયના ઉદઘાટન વખતે યોજનારા આ અધિવેશન સાથે સમાજની મહિલાપાંખ અને યુવક સંઘનું અધિવેશન પણ યોજાશે.

અધિવેશનનો સૂચિત કાર્યક્રમ હાલ તુર્ત નીચે મુજબ જાહેર કરવામાં આવ્યો છે.

**તા. ૨૮-૪-૯૩, બુધવાર.**

સવારે ૮-૦૦ – મહોત્સવ ઉદ્ઘાટન.

૯-૧૫ – શોભાયાત્રા, પાટીદાર વિદ્યાર્થીભવનથી કન્યા-છાત્રાલય.

૧૦-૦૦ – કન્યા છાત્રાલય ઉદઘાટન સમારંભ

૧૧થી૧ – ભોજન-વિરામ.

બપોરના ૨ થી ૬ – યુવાપાંખનું અધિવેશન

૬ થી ૭-૩૦ – ભોજન-વિરામ.

રાત્રે ૯ થી ૧૧ – સાંસ્કૃતિક કાર્યક્રમ-સંતોના પ્રવચન.

**તા. ૨૯-૪-૯૩, ગુરૂવાર.**

સવારે ૮ થી ૧૧ – મહિલા પાંખનું અધિવેશન

૧૧ થી ૧ ભોજન વિરામ

બપોરે ૩ થી ૬ – નખત્રાણાના વિદ્યાર્થી ભવનના માજી વિદ્યાર્થીઓનું મિલન.

૬ થી ૭-૩૦ – ભોજન-વિરામ.

રાત્રે ૯ થી ૧૨ – વિષય વિચારણીય સભા તેમજ સાંસ્કૃતિક કાર્યક્રમ

**તા. ૩૦-૪-૯૩ શુક્રવાર.**

સવારે ૭-૩૦ થી ૮ પૂ. નારાણબાપાની પ્રતિમાની અનાવરણ વિધી.

૮ થી ૧૧ - સમાજના ખુલ્લા અધિવેશનનું પ્રથમ સત્ર.
૧૧ થી ૧ - ભોજન-વિરામ
૨ થી ૫ - સમાજના ખુલ્લા અધિવેશનનું બીજું સત્ર
૫ થી ૬ - પૂર્ણાહુતિ કાર્યક્રમ.

આ સમગ્ર આયોજનને સફળ બનાવવા માટે સમાજના પ્રમુખશ્રી પ્રેમજી પુંજાના અધ્યક્ષપદે એક આયોજન સમિતિની રચના પણ કરવામાં આવેલ છે.

નખત્રાણા :-

ધીણોધર વિકાસ સમિતીના ઉપક્રમે દર વર્ષની માફક ચાલુ વર્ષે પણ ફાગણ સુદ ૪ અને ૫ના દાદા ધોરમનાથનો મેળો ધામ ધુમથી યોજાશે.

૨૫ ફેબ્રુઆરીના રાત્રે સંતવાણી અને લોકડાયરો યોજેલ છે. ૨૬મીની સવારે હવન વિગેરે કાર્યક્રમ અને મેળો યોજાશે. આ વર્ષે હિમંત ચૌહાણ, ભાસ્કર બારોટ જેવા કલાકારોનો કાર્યક્રમ રાખેલ હોઇ, લોકડાયરો રંગ જમાવશે તેવું દેવીસરના યુવા કાર્યકર શ્રી શંકરભાઇ પટેલે જણાવ્યું હતું.

## ગ્રાહકોને

લવાજમની રકમ મનીઓર્ડરથી મોકલતી વખતે મનીઓર્ડર ફોર્મના પાછળના કુપનમાં પુરૂં નામ, સરનામું, પોસ્ટનો પીનકોડ નંબર લખીને જ મનીઓર્ડર કરો, જેથી વ્યવસ્થામાં સગવડતા પડે. નામ તથા સરનામા મનીઓર્ડર કુપનમાં બરાબર ન લખવાથી વ્યવસ્થામાં વિલંબ થશે.

હમ હૈ મર્દ બચ્ચે !
એવું વાક્ય છાપેલું ગંજી પહેરી
એક ભાઇ પોતાની પત્ની સાથે ખરીદી
કરવા નીકળેલા. એક દુકાને ૧૫૦ રૂા.-નું
ટીશર્ટ જોઇ ભાઈ ધીરેથી બોલ્યા
આ લઉં ? પત્નીએ ઇસારો કર્યોને
ભાઈએ ટીશર્ટ કાઉન્ટર પર મૂકી દીધો.
દુકાનદારે કહ્યું ?
આ "મર્દ બચ્ચે" વાળું ગંજી ઉતારીને
પછી આવ્યા હોત તો સારૂં થાત ! !

દક્ષિણ મહારાષ્ટ્રમાં પ્રથમ વાર જ

# કોલ્હાપુરમાં યોજાયેલ સમૂહલગ્નોત્સવ

(વિનોદ પટેલ દ્વારા)

કોલ્હાપુર :-

તા. ૧૮/૧/૯૩ના કોલ્હાપુર પાટીદાર સમાજના ઉપક્રમે પાટીદાર ભવનમાં યોજાયેલા પ્રથમ સમૂહલગ્નોત્સવમાં પાંચ નવદંપતિઓએ પ્રભુતામાં પગલાં માંડી સમાજમાં હાલે ચાલી રહેલ સમૂહલગ્નની ઝુંબેશને વેગ આપ્યો હતો.

આ પ્રસંગે યોજાયેલા સભારંભમાં સૌ પ્રથમ કોલ્હાપુર પાટીદાર સમાજનાં પ્રમુખ શ્રી દેવશી રામજી પટેલના હસ્તે સમૂહલગ્નમાં ભાગ લઇ રહેલ નવયુગલોનું સન્માન કરવામાં આવ્યું હતું. ત્યાર બાદ સ્વાગત પ્રવચન કરતાં પ્રમુખશ્રીએ સમૂહલગ્નનો ઉદ્દેશ તથા મહત્વ સમજાવી પ્રથમ સમૂહલગ્નોત્સવને સફળ બનાવવા જહેમત ઉઠાવનાર સમાજના મંત્રીશ્રી ગોપાલભાઇ પટેલ તથા સમાજના ઉપપ્રમુખ શ્રી જેઠાભાઇને ખાસ અભિનંદન આપ્યા હતા.

સમાજના માજી પ્રમુખ શ્રી વિરજીભાઇ પટેલ તથા ઉપપ્રમુખશ્રી માવજી રામજી પટેલે નવદંપતિને આશિર્વચન આપતાં જણાવ્યું હતું કે સમૂહલગ્ન દ્વારા સમય, નાણાં અને શકિતનો બચાવ કરી તેનો સદ્ઉપયોગ સમાજના જરૂરતમંદ લોકોની સેવા અને કલ્યાણમાં કરવો જોઇએ.

કોલ્હાપુર પાટીદાર સમાજના આમંત્રણને માન આપી ખાસ ઉપસ્થિત રહેલા પુના પાટીદાર સમાજના ટ્રસ્ટી શ્રી જીવરાજભાઈ, સતારા સમાજના પ્રમુખ શ્રી નારાયણભાઇ પટેલ, કરાડ સમાજના માનણભાઈ સાંગલી સમાજના મંત્રી રતીલાલભાઇ ઇચલકરંજી સમાજના પ્રમુખ શ્રી જીવરાજભાઈ નીપાણી સમાજના પ્રેમજીભાઇ પટેલ, તેમજ બેલગામ સમાજના આર. ડી. પટેલે પણ પ્રાસંગિક પ્રવચનો કર્યા હતા.

સમૂહલગ્નમાં ભાગ લેનાર કન્યાઓને શ્રી ઉમિયા માતાજી સંસ્થાના ઉંઝા તરફથી પાનેતર ભેટ મળ્યા હતા. સમાજના દાતાઓ તરફથી વસ્તુઓ તેમજ રોકડ ભેટ મળી હતી.

કોલ્હાપુર પાટીદાર સમાજના યુવક મંડળે અને મહિલામંડળે હાજર રહી સમગ્ર વ્યવસ્થા સંભાળી હતી. સવારમાં વરરાજાની શોભાયાત્રા કાઢવામાં આવી હતી. સમાજના તમામ ભાઇ-બહેનોએ ઉપસ્થિત રહી કાર્યક્રમની શોભા વધારી હતી.

કાર્યક્રમના અંતે સમાજના ઉપપ્રમુખશ્રી જેઠાભાઇ પટેલે બધાનો આભાર માની કાર્યક્રમ સમાપ્તિની ઘોષણા કરી હતી. કાર્યક્રમનું સમગ્ર સંચાલન તેમજ દાતાઓએ આપેલ દાનનું વાંચન સમાજના મંત્રીશ્રી ગોપાલભાઇએ કર્યું હતું.

# વિશાખાપટન સમાજવાડીમાં યોજાયેલ છોટે મોરારીબાપુની સંગીતમય રામકથા

વિશાખાપટનમ :-

જ્ઞાન સાધન આશ્રમ સેવા ટ્રસ્ટની વિવિધ પ્રવૃત્તિઓના સહયોગ માટે તા. ૧૧ થી ૧૯ ડિસેમ્બર સુધી અહીં કચ્છ કડવા

# પાટીદાર સૌરભ

## નીચેના સેન્ટરો પર પણ આપ લવાજમ ભરી શકો છો

* કોલ્હાપુર
વિનોદ પટેલ,
શ્રી સરસ્વતી સો મીલ એન્ડ ટીમ્બર-
મરચન્ટ, ૭૧૨/૧૦ છત્રપતિ રાજારામ
ટીમ્બર માર્કેટ, કોલ્હાપુર.

* નવી દિલ્હી
પરબતભાઈ પટેલ,
કિશનલાલ પટેલ એન્ડ કું,
બી-૧૭,(W.H.S.) ટીમ્બર બ્લોક,
કિર્તીનગર, નવી દિલ્હી,

* નાસિક
નારાણભાઈ પટેલ,
અલ્પેશ કન્સ્ટ્રક્શન કું,
૧૨, યોગેશ્વર કૃપા હા. સોસાયટી,
શક્તિનગર, હિરાવાડી, પંચવટી,
નાસિક-૩

* બેલગામ
રતનશીભાઈ પટેલ,
C/O તરુણ ટીમ્બર ટ્રેડર્સ,
૨૨૧, ગુડશેડ રોડ,
બેલગામ (કર્ણાટક)

* કોચીન
પરસોતમ પટેલ,
શ્રી રામ સો મિલ,
ઉનીચીરા, કોચીન.
ફોન-૮૫૫૧૩૨

* અમદાવાદ
હરીશ નાકરાણી (એડવોકેટ)
એ-૯, સ્નેહલ એપાર્ટમેન્ટ,
સર્વોદયનગર-૧ સામે,
ભુયંગદેવ ચાર રસ્તા નજીક,
સોલા રોડ અમદાવાદ-૬૧

* સિંધુદુર્ગ
મણીલાલ પટેલ,
શ્રી મહાલક્ષ્મી સો મીલ,
મુ. પો. કસરઈ.
તા. કનકાવલી (મહારાષ્ટ્ર)

* કપડવંજ
જગદીશ પટેલ,
શ્રી જલારામ સાયકલ સ્ટોર,
૨૫, મહાત્મા ગાંધી શોપિંગ સેન્ટર,
ટાઉનહોલ સામે, કપડવંજ.

-: નખત્રાણા :-

શ્રી જયુસ સેન્ટર,
બસ સ્ટેન્ડ સામે.

વેલુભાઈ મેપાણી,
શ્રી ઉમીયા જનરલ સ્ટોર્સ.

Regd No-GKCH/88 PATIDAR SAURABH (Monthly)